"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું પુસ્તક ૨૧ મું.

# મેવાડ-પતન.

સુપ્રતિષ્ઠ નાટક-લેખક

સ્વ૦ બાબૂ દ્વિજેન્દ્રલાલ રૉયના બંગાળી નાટકનું

ભાષાન્તર.

ભાષાન્તરકર્તા

ચુનીલાલ મૂળજીભાઈ ત્રિપાઠી,

વીરમગામ.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

મેનેજર—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા," અમદાવાદ.

પ્રથમાવૃત્તિ ]   સને ૧૯૨૦   [ પ્રત ૧૧૦૦

કીંમત રૂ૦ દોઢ.

॥ હરિઃ ૐ ॥

# પ્રસ્તાવના.

"ગુજરાતી નાટક-સાહિત્ય ઉન્નતિ પામ્યું નથી એ કબુલ કરવું જોઇએ. એનું એક કારણ એ છે, કે નાટકનું કવિત્વ બહુ વિરલ છે અને તેમાં કુશલતા સંપાદન કરવી એ બહુ દુર્ઘટ છે. બીજું કારણ એ છે, કે ભજવાતાં નાટકોમાં છેક પ્રાકૃત વર્ગની રૂચિ સંપાદન કરવાનો હેતુ હોવાથી ઉંચી ભાવના કલ્પનામાં આવી નહિ. સંભાષણના રૂપમાં કહાણી લખી તેમાં વિષયવાસનાને ઉદ્દીપ્ત કરવી, ગમે તે રીતે હાસ્ય ઉપજાવવું કે કોઇ પાત્રને ઉપદેશક બનાવી તેની પાસે ડહાપણનાં ટાહેલાં કરાવવાં એ નાટકનો ઉદ્દેશ થઈ પડયો છે."

ઉપરના શબ્દો ઇ. સ. ૧૯૦૯ ના માર્ચ માસમાં ઉજવાયેલા ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના 'હીરક મહોત્સવ' વખતે સાક્ષર શ્રીયુત્ રમણભાઇએ 'ગુજરાતી નાટકો અને નવલકથા' એ વિષય ઉપર વાંચેલા પોતાના લેખમાં ગુજરાતી નાટક-સાહિત્યની સમાલોચના કરતાં ઉચ્ચાર્યા હતા. જોઈ શકાય છે, કે આ શબ્દો બોલાયાને આજે દશ વરસ જેટલો કાળ વહી ગયો છે. આ વખત દરમિયાન દેશની પરિસ્થિતિ અને જનહૃદયના ભાવોમાં જબરૂં પરિવર્તન થયેલું નજરે પડે છે; સર્વત્ર સત્ય, ધર્મ, પ્રેમ, બંધુતા, ઉદારતા, સમાજસેવા આદિ ભાવોની ઘોષણા થતી શ્રવણે પડે છે; છતાં દેશની બદલાતી જતી સ્થિતિની પ્રેરણાને બળે ઉપજતા મનુષ્ય જીવનના સાચા સિદ્ધાન્તોને આગળ કરી જનહૃદયમાં સ્ફુરાયમાન થતા ઉપરના અતિ ઉન્નત અને ઉદાત્ત ભાવોને પોષી સમસ્ત સમાજને ઉન્નતગામી બનાવે એ પ્રકારની ગુજરાતી નાટક-સાહિત્યની ઉન્નતિ થયેલી હોય એમ ભાગ્યે જ દૃષ્ટિ-

ગોચર થઈ શકે. 'રાઈનો પર્વત' 'જયા અને જયન્ત' આદિ ઉચ્ચ ભાવનાને પોષક એવાં નાટકોનો બેશક, ગુજરાતી નાટક-સાહિત્યમાં તે પછી ઉમેરો થયો છે; છતાં દેશના વાતાવરણમાં જે પ્રાણુપોષક નવચેતનાનાં તત્ત્વો ગુંજી રહ્યાં છે તેની પ્રેરણાને બળે નાટ્ય સાહિત્યની જે નવી સૃષ્ટિ થવી ઘટે છે—જે નવો યુગ ખડો થવાની આશા રાખી શકાય તેવું કંઇ બનવા પામેલું હોય એવું ભાગ્યે જ નજર આવી શકે.

એ વાત તો નિર્વિવાદિત સત્ય છે, કે હરકોઈ પ્રજાની ઉન્નતિનો આધાર તેના સાહિત્ય ઉપર છે. જે પ્રજાનું સાહિત્ય જેટલું ઉન્નત અને વિશુદ્ધ પ્રાણપોષક તત્ત્વોથી ભરપૂર હોય છે તે પ્રજા તેટલી વધારે ઉન્નતગામી બને છે. સાહિત્યમાં નાટયસાહિત્ય પણ પ્રજાજીવન ઘડવામાં અતિ અગત્યનો હિસ્સો ધરાવે છે. તેમાં ભૂત અને ભવિષ્યની સાંકળો જોડી નવો વર્ત્તમાન રચવાનું બળ રહેલું છે. પણ જો તેમાં પ્રાકૃત વર્ગની અધમ રૂચિને સંતોષી કેવળ અર્થસિદ્ધિ કરવાનો આશય ન રાખતાં જનહૃદય સમીપ અતિ વિશુદ્ધ આદર્શ ચરિત્રો સ્વાભાવિક અને રસભરી રીતે રજુ કરી તેમાંના અતિ ઉચ્ચ ભાવોને જગાડી, જાગેલાને પોષી ખરા કર્તવ્યની દિશાસૂચક નીવડે એવો અતિ ઉચ્ચાશય રાખી તેની વસ્તુસંકલના કરવામાં આવે તો જ. બાકી પ્રાકૃત વર્ગની અધમ રુચિને પોષનારાં નાટકો પ્રજાના સાહિત્ય કે જીવનને કોઇપણ જાતનો સંગીન લાભ ન જ કરી શકે એ સુસ્પષ્ટ છે.

ગુજરાતની રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાંનો મોટો ભાગ પ્રેક્ષક વર્ગની અધમ રુચિને સંતોષકારક નીવડે એવા જ કોઇ ઉદ્દેશથી લખાતાં હોય એમ જણાય છે. નથી હોતું તેમાં વસ્તુસંકલનાનું ઠેકાણું કે નથી વપરાયેલી હોતી તેમાં ઉત્તમ ભાષા. રસની અંદર

ખાસ કરીને અશ્લીલ શૃંગાર દશ્યમાન થતો દેખાય છે. તેમાં વીર, કરૂણ કે શૃંગાર રસની વિશુદ્ધ ઝલક પાથરી કર્તવ્ય, દયા કે સાચા આનંદથી હૃદયને ઉન્નત ભાવોની અંદર એકતાન કરી મૂકી ઉન્નતગામી બનાવે એવાં દશ્યો તો ભાગ્યે જ જોવામાં આવશે. બે વાર્તાનું સંમેલન કે અમુક મનુષ્યના જીવનના જુદા જુદા પ્રસંગોના આલેખનવડે નાટક ઉપજાવી કાઢવામાં આવે છે અને રંગભૂમિ ઉપર ભપકાદાર સીન સીનેરી, લલિત અભિનય અને ઉન્માદક અશ્લીલ શૃંગારિક શબ્દો કે હાવભાવોથી પ્રાકૃત વર્ગની અધમ રુચિને સંતોષે તેવું મોહક ચિત્ર ખડું કરી દેવામાં આવે છે. આને પરિણામે સારા લેખકો નાટક લખવા તરફ પ્રેરાતા નથી અને કદાચ સારૂં નાટક લખાય તો તેનો જોઇએ તેવો ઉચિત આદર થતો નથી એમ બહુ મુખે સંભળાય છે. પરિણામે સાક્ષરવર્ય શ્રીયુત્ રમણભાઇના મથાળે ટાંકેલા શબ્દોમાં રહેલા સત્ય સાથે સંમત થતાં હરકોઇ સહૃદય વિચારશીલ જોઇ શકશે, કે પ્રજાકિય શરીરના બાહ્યાંતર ભાગમાં સ્પષ્ટ થતા પ્રેરક બળોના પ્રમાણમાં ગુજરાતી નાટક—સાહિત્યની જોઇએ તેવી ઉન્નતિ થઇ શકી નથી.

ગુજરાતી નાટક—સાહિત્યની આવી શોચનીય સ્થિતિમાં તેને નવી ગતિ લાધે, નવીન દિશાસૂચક નીવડે એવાં પરભાષામાં, મનુષ્ય-સ્વભાવના સફળ અભ્યાસી અને ઉદાર પ્રતિભાશાળી લેખકોના અંતર-માંથી અનેરી પ્રેરણાના બળે ઉદ્ભુત થઇ સુઘટિત વસ્તુસંકલના સહ સિદ્ધ હસ્તે આલેખાયેલાં અને અતિ વિશુદ્ધ તેમજ ઉચ્ચ આદર્શ ચરિત્રોને સ્વાભાવિક અને રસિકરૂપે ખડાં કરી જીવનના સાચા સિદ્ધાન્તને સમજાવનારાં નાટકોનાં ભાષાંતર દ્વારા ગુજરાતી નાટક—સાહિત્યમાં ઉમેરો થવા પામે તો તે એક રીતે આવકારદાયક થઇ પડશે એવી આશા છે.

પ્રસ્તુત નાટકના લેખક સ્વર્ગસ્થ દ્વિજેન્દ્રલાલ રૉય એક અપ્રતિમ પ્રતિભાશાળી સિદ્ધહસ્ત લેખક હતા. બંગાળામાં તે એક સમર્થ કવિ, ઉચ્ચ શ્રેણીના નાટકકાર, પરિહાસરસિક, દાર્શનિક, સમાલોચક અને પ્રબન્ધલેખક તરીકે સુપ્રસિદ્ધ છે. અશ્લિલતાની છાંટ રહિત હાસ્યરસનાં કાવ્યો દ્વારા પેટ પકડીને હસાવનાર અને સમાજમાં પ્રચલિત કુરીતિઓનું આપોઆપ ભાન કરાવી હાસ્યની સાથે ઉંડા વિચારમાં પ્રેરનાર એવાં વ્યંગ્ય ગીતો રચનાર તરીકે તેમનું સ્થાન સર્વોચ્ચ ગણવામાં આવે છે. તેમનું હરકોઇ હાસ્યપ્રચુર ગાન છોડતાંની સાથે જ શ્રોતાવર્ગમાં હાસ્યની રેલછેલ વહી રહે છે અને તેમ છતાં તેમાં અશ્લીલતા કે ગલીચીની ગંધ સરખી પણ જોવામાં આવતી નથી. આના પરિણામે પ્રત્યેક જાતના શુભ સંમેલનોને અંતે તેમનું એકાદ હાસ્યપ્રચુર ગાન તો હોય અને હોય જ એવો બંગાળના સભ્ય સમાજમાં એક સામાન્ય નિયમ થઇ પડ્યો છે.

સ્વ૦ બાબૂ દ્વિજેન્દ્રલાલ રૉયે, અંગ્રેજી ભાષામાં એમ. એ. સુધીનો અભ્યાસ કર્યો હતો. અંગ્રેજી ભાષા ઉપર તેમનો એટલો તો સરસ કાબુ હતો, કે તે અંગ્રેજીમાં પણ સરસ કાવ્ય લખી શકતા. એવું કહેવાય છે કે એક વખત તેમનું એક કાવ્ય નિહાળી તેમાંના વસ્તુ અને વિદેશીય ભાષા ઉપરના તેમના કાબુથી મુગ્ધ બની તે વખતના અંગ્રેજ કવિ સર એડવીન આર્નોલ્ડે તેમની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. પાછળથી પોતાનાં જ્ઞાન, પ્રતિભા અને કવિત્વશક્તિને માતૃભાષાની સેવા પ્રતિ વાળતાં તેમણે નાટક, પ્રહસન, કાવ્યો આદિના પચીસેક ગ્રંથરત્નોની માળાથી પોતાની માતૃભાષાને દીપાવી છે. તેમના પરલોકવાસને છ વરસ થઇ ગયાં છે છતાં બંગસાહિત્યમાં અક્ષય નામના સંપાદન કરી તેઓશ્રી પોતાનું નામ સદાને માટે અમર કરી ગયા છે.

સ્વ૦ દ્વિજેન્દ્ર બાબૂના નાટક લેખનથી બંગ નાટકસાહિત્યમાં

એક નૂતન યુગ [illegible] થયો મનાય છે. તેમની ગણના સર્વોચ્ચ યુગ-પ્રવર્તક સાહિત્યસ્રષ્ટા [illegible] કરાય છે. નાટક લેખનની કેટલીક બાબતોમાં તેમનું સ્થાન વિશ્વવિખ્યાત કવિવર રવિન્દ્રનાથ ટાગોર કરતાં પણ વધારે ઉંચું ગણાય [illegible] કવિવર જેવા સૂક્ષ્મ અને તત્ત્વદર્શી વિવેચકે પણ તેમના કાવ્યગ્રંથની સમાલોચના કરતાં તેમની સ્વાભાવિક શક્તિ અને અપ્રતિમ પ્રતિભાની મુક્તકંઠે પ્રશંસા કરી છે. આ ઉપરાંત જુદા જુદા સાહિત્યમર્મજ્ઞ વિવેચકોએ તેમની ઉચ્ચ શ્રેણીની કવિત્વ-શક્તિ, અલૌકિક પ્રતિભા, હૃદયાન્તર્ગત ઉચ્ચ ઉદાર ભાવો, સ્વદેશ પ્રેમ અને વિશુદ્ધ હૃદયસ્પર્શી રચનાનાં ભારે વખાણ કરેલાં છે.

સ્વ૦ દ્વિજેન્દ્ર બાબૂના જોવામાં આવેલાં સઘળાં નાટકો તેમની ઉચ્ચ પ્રતિભા, હૃદયના ઉદાત્ત ભાવો અને સ્વદેશ પ્રતિના તેમના અગાધ પ્રેમની ઉંડી પિછાન કરાવનારાં જણાયાં છે. તેમનાં સઘળાં મુખ્ય નાટકો પવિત્રતા, ઉદારતા, દેશભક્તિ અને સ્વાર્થત્યાગના ભાવોથી ઉભરાઇ જતાં દૃષ્ટિગોચર થઇ શકે છે. પ્રાકૃત વર્ગની અધમ રુચિને પોષનાર એવા અશ્લીલ અને ઉન્માદક શૃંગાર કે અમર્યાદિત હાવ-ભાવોનું તેમાં કોઇપણ સ્થળે નામનિશાન જણાતું નથી. આથી ઉલટું તેમનાં નાટક વાંચનાર અને જોનાર સર્વના હૃદયસ્થિત અધમ અને સ્વાર્થજન્ય કુટિલભાવોનો હ્રાસ કરી સ્વર્ગીય અને પવિત્ર ભાવોના કોઈ અચિન્ત્ય પ્રદેશમાં તેમને ઉડાવી લઈ જાય છે. નિર્દોષ, પવિત્ર અને ઉજ્જ્વલતાપૂર્ણ હાસ્યરસની જમાવટ કરવાની એમના જેવી કુશલતા બહુ વિરલ જ હોવા સંભવે છે. આથી બંગાળમાં તેમનાં નાટકો કોઈ પણ જાતના સંકોચ વગર સર્વ સુશિક્ષિત સ્ત્રી પુરુષોના એકસરખા આદરને પાત્ર થઇ ચૂક્યાં છે. આપણે અહીં ગુજરાતમાં પણ આ ભાષાન્તર એવા જ આદરને યોગ્ય નીવડશે એવી પ્રતીતિ છે.

નાટકોની વસ્તુ સંકલના કરવામાં રહેલી તેમની અપ્રતિમ

કુશળતા અને તેમણે કરેલું મનુષ્ય સ્વભાવનું સ્વાભાવિક અને રસભર્યું આલેખન બેશક, આશ્ચર્યમાં દીંગ કરી નાંખે તેવાં છે. રંગભૂમિ ઉપર જે પાત્રનો જે સ્વભાવ પ્રારંભમાં દૃષ્ટિગોચર થાય છે તેનો તે જ તેનો નિશ્ચિત સ્વભાવ અમુક મર્યાદિતરૂપે અંત સુધી દેખા દે છે. આ નાટકમાં પણ પ્રત્યેક પાત્રના સ્વભાવનું બારિકાઇથી નિરીક્ષણ કરનારને એ વાતનું સત્ય બહુ જ સહેલાઇથી ઉપલબ્ધ થઈ શકશે.

પાત્રના સ્વભાવના આવા સ્વાભાવિક આલેખનની સાથે પ્રત્યેક મુખ્ય પાત્રને એકેક આદર્શ ચરિત્ર રૂપે રજુ કરવામાં આવ્યું છે. અર્થાત્ પ્રત્યેકના ચરિત્રમાંથી જન હૃદયમાંનો કોઇને કોઇ ઉદાત્ત ભાવ પોષાય એવી તેની જનકલ્યાણક રચના કરવામાં આવી છે. રાણા અમરસિંહ પ્રખર વિચારશીલ, દયા, અને સ્વાત્માભિમાનની મૂર્તિરૂપે પ્રત્યક્ષ થાય છે. વીરશ્રેષ્ઠ ગોવિંદસિંહ વીરતા અને રાજભક્તિનું સરસ ઉદાહરણ પૂરૂં પાડે છે. અજયસિંહ વીરતાની સાથે ભાઇ તરીકેની ઉમદા ફરજ બજાવવા બહાર પડી નિરાધારની રક્ષાર્થે આત્મભોગ આપતાં અબળ પ્રતિ સબળના સાચા કર્તવ્યનું ઉમદા ભાન કરાવે છે. સગરસિંહનું ચરિત્ર, મનુષ્ય પોતાની જાતનું ભાન ભુલી પ્રલોભનમાં ફસી કર્તવ્યથી ચ્યુત થતાં કેવી અધમ સ્થિતિએ પહોંચે છે અને પાછળથી પોતાના અસલ સ્વરૂપની સાથે સાચા કર્તવ્યનું ભાન થતાં પશ્ચાત્તાપના તાપે દગ્ધ બની પોતાનાં ગત પાપોના પ્રાયશ્ચિત અર્થે આત્મબલિદાન દ્વારા કેવી વીરતા અને નીડરતાથી શાન્ત્વના શોધે છે તેમજ સ્વાત્મભોગની દીક્ષા પામેલો મનુષ્ય મૃત્યુ જેવા મહાન ભયથી પણ કેવો અને કેટલો પરવારી જાય છે તેનું જ્વલન્ત દૃષ્ટાન્ત દૃષ્ટિ સમીપ ખડું કરી હૃદયને હચમચાવી મૂકે છે. અરુણસિંહ સ્વદેશપ્રેમ અને વીરતાની ઝલક પાથરી દે છે. મહોબ્બતખાંની વીરતા, નિશ્ચયને વળગી રહેવાની દૃઢતા, તેના હૃદયની ઉદારતા અને સ્વાત્મા-

ભિમાન ચકિત કરે તેવાં છે. શાહજાદા ખુશરૂની પ્રજાવત્સલતા, સમભાવતા અને તેના હૃદયના ઉદાર ભાવો એક અતિ ઉદાર ચરિત અસલ શાહજાદાનું ચિત્ર ખડું કરી દે છે.

સ્ત્રીપાત્રોની સજાવટ તો કોઇ અલૌકિક અને અપૂર્વ જ દૃશ્યમાન થાય છે. પતિપ્રેમને જ સર્વસ્વ ગણી તેમાં આત્મોત્સર્ગ કરનારી કલ્યાણી, દેશ અને જાતિયપ્રેમમાં સર્વસ્વનું બલિદાન કરી સ્વદેશપ્રેમના ગાનમાં મત્ત વિહરતી અને સમાજમાં નવી ચેતના જગાવી કાયરમાં પણ વીરતા પ્રકટાવનારી દેશ–સંન્યાસીનિ સત્યવતી અને જનસેવાનાં વ્રત આચરી દેશ, જાતિ, ધર્મ આદિના સંકુચિત ભાવોનો વિશ્વપ્રેમમાં લય કરી ખરી મનુષ્યતા સંપાદન કરવાનો અને એ રીતે જગતના ઉત્કર્ષનો સત્ય પંથ પ્રબોધતી સાક્ષાત પ્રેમમૂર્તિ માનસી, એ ત્રણ સ્ત્રીપાત્રોની સૃષ્ટિ ખરે જ અપૂર્વ ભાસે છે.

સ્ત્રીઓ જગદુદ્ધારક દેવીઓ છે. તે સર્વ અવસ્થામાં જગતને ઉપકારક નીવડે છે. નિર્દોષ શિશુવયે તે જનહૃદયમાં મધુરતાનું સીંચન કરે છે, પૂર વસન્તની બહારમાં ખીલી ઉઠતી પુષ્પ કળીશી પ્રેમમત્ત યુવતીઓ જગતમાં પ્રેમ અને સૌંદર્યનું અમીવર્ષણ કરે છે અને પ્રેમ તથા વાત્સલ્ય ભાવથી ભરપૂર જીગરની વયોવૃદ્ધ માતાઓ સ્વાર્થથી વીંટળાયેલા જગતમાં સ્વાર્થના ભોગે નિઃસ્વાર્થના પાઠો પ્રબોધી જગતના કલ્યાણનો માર્ગ મોકળો કરે છે. ખરે જ ! લેખક કહે છે તેમ, 'સ્ત્રીઓનું હૃદય પવિત્રતાનું તપોવન, આત્મોત્સર્ગનું લીલાસ્થાન અને પ્રીતિનું નન્દનવન છે.' આ પ્રમાણેના સ્ત્રીના હૃદયના અતિ ઉદાત્ત અને દૈવી ભાવોની સાચી પિછાન પામી તેનાં અસીમ ગૌરવ, અલૌકિક દિવ્યતા અને દૈવી ગરિમાની પિછાન કરાવે એવી વસ્તુસંકલના વાળું નાટક આપણી ભાષામાં ભાગ્યે જ કોઇ શોધ્યું જડી આવશે.

સ્ત્રીપાત્રોની આવી અપૂર્વ સૃષ્ટિ ઉપરથી લેખકના હૃદયની આર્ય

સ્રીઓ માટેની સર્વોત્કૃષ્ટ માન અને અગાધ શ્રદ્ધાની અતિ તીવ્ર લાગણીની પ્રતીતિ થઇ શકે. ઉપરાંત સ્વ. દ્વિજેન્દ્ર બાબુનાં રચેલાં બીજાં નાટકો કરતાં આ નાટક કેટલી ઉચ્ચ શ્રેણીનું છે તેમજ આવું અનુપમ નાટક લખવામાં તેમનો કેવો મહાન્ ઉચ્ચ હેતુ સમાયેલો છે તે પણ સાહિત્યમર્મજ્ઞ સહૃદય જનોને સ્પષ્ટ થઈ શકે. આ નાટક લખવામાં રહેલા પોતાના આશયને વ્યક્ત કરતાં લેખક જાતે જ અસલ બંગાલી ગ્રંથની પ્રસ્તાવનામાં લખે છે, કેઃ—

"આ નાટકમાં મારાં રચેલાં બીજાં નાટકો કરતાં એક વિશેષતા છે. અત્યાર સુધીનાં નાટકો રચવામાં પ્રકૃત ચરિત્રનું આલેખન કરવા સિવાય મારો કોઇ બીજો ઉદ્દેશ ન હતો. પરન્તુ આ નાટકમાં હું એક **મહાન્ સિદ્ધાંત—વિશ્વપ્રેમના** ઉદ્દેશને લક્ષમાં રાખી ખડો થયો છું. કલ્યાણી, સત્યવતી અને માનસી એ ત્રણ પાત્રોને ચરિત્ર-ક્રમે **દામ્પત્ય પ્રેમ, જાતિય પ્રેમ** અને **વિશ્વપ્રેમની** મૂર્તિઓના સ્વરૂપે કલ્પેલી છે. આ નાટકનો મુખ્ય ઉદ્દેશ **વિશ્વપ્રેમની** ગરિમા અને મહત્તા પ્રકટ કરવી એ છે."

વિશ્વપ્રેમના અતિ ઉચ્ચ અને ઉદાર આશયને લક્ષમાં રાખી આ નાટકમાં આલેખવામાં આવેલાં ઉપરનાં સઘળાં આદર્શ ચરિત્રો વાચકની દૃષ્ટિ સમીપ સ્વદેશભક્તિ, બંધુતા, ઉદારતા, આત્મોત્સર્ગ, સ્વાત્માભિમાન આદિ દૈવી ભાવો ખડા કરી જીગરમાં નવું નૂર રેડે છે, સહૃદય સ્રીપુરૂષોના હૃદયને હચમચાવી એકતાન કરી મૂકે છે અને અંદરના ઉન્નત ભાવોને જાગ્રત કરી દે છે. કેવળ મેવાડનું જ નહિ, પરન્તુ આપણા દેશનું પતન કેવી રીતે થયું તેનું તાદૃશ્ય ચિત્ર ખડું કરી દે છે. લેખકની કૃતિ આટલે જ સમાપ્ત થતી નથી. દેશની અવનતિનાં કારણો રજુ કરી મોહ અને શોકના ચિતારમાં જ તેનું પર્યવસાન થતું નથી. પરન્તુ એવી પતિત સ્થિતિમાંથી શી રીતે ઉદ્ધાર

થઇ શકે, દેશની અ [illegible] નિહાળી દગ્ધ થતાં જીગરની શાન્તવનાનો સાચો માર્ગ કયો [illegible] વા સમાજની સાચી ઉન્નતિ જોવા ઇચ્છનાર દેશદાઝ્રા [illegible] કર્તવ્ય શું છે તેનો સનાતન સત્ય પંથ આગળ ધરી દે છે [illegible] જ આ નાટકની ઉત્તમતા રહેલી છે.

લેખક કહે છે [illegible] માજ વા દેશની સાચી ઉન્નતિનો માર્ગ એક જ છે અને તે [illegible] મનુષ્યતા પ્રાપ્ત કરો. કેવી રીતે? તો કહે છે, કે વિશ્વપ્ર [illegible] મનુષ્યતા મેળવવાનું સાચું સાધન પ્રેમ જ છે. પ્રેમ મ [illegible] નુષ્યતા તો શું બલ્કે દેવત્વ આણે છે. જે દેશ, સમાજ, [illegible] પ્રેમ વિહિન બની જાય છે તે દેશ, સમાજ, જાતિ અને [illegible] મનુષ્યોની મનુષ્યતાનો લોપ થાય છે અને અંતે પતિત થ [illegible] સદંતરને માટે નાશ થાય છે. નિરાશામાં આશા પ્રકટાવનાર [illegible] માં નિર્ભય બનાવનાર, આશંકામાં નિઃશંકતા જન્માવના [illegible] તામાં અમૃત સીંચનાર, શુષ્કતામાં આર્દ્રતા રેલાવનાર, દીનતામાં [illegible] ભભકાવનાર અને એ પ્રમાણે બીજા વિરોધી ભાવોને સ્થા [illegible] ભાવોને જન્માવી મનુષ્યમાં મનુષ્યતા આણનાર, જગતમા બ [illegible] ફેલાવનાર અને ધર્મ વિષે અચળ શ્રદ્ધા સ્થાપનાર પ્રેમજ [illegible].

પણ આ પ્રેમ નિઃસ્વાર્થ હોવો જોઇએ. સ્વાર્થ વા બદલાની આશાથી કરાયેલા પ્રેમમાં મનુષ્યમાં મનુષ્યતા તો શું પણ પશુથીએ અધમતા પેદા થાય છે. જેમ જેમ 'સ્વ' ને મૂકી કુટુંબ, જાતિ, ગામ, દેશ અને સમસ્ત સંસાર પ્રતિ મનુષ્યના હૃદયાન્તર્ગત પ્રેમની લાગણી વિસ્તરતી જાય છે તેમ તેમ મનુષ્યની મનુષ્યતામાં ક્રમે ક્રમે વધારો થતો જાય છે. આથી સ્પષ્ટ જ છે, કે પ્રાણીમાત્ર તરફ જ્યાં-સુધી પ્રેમની લાગણી નથી ઉદ્દ્ભવતી ત્યાં સુધી પૂર્ણ મનુષ્યતા પ્રાપ્ત થઇ શકતી નથી.

પૂર્ણ **મનુષ્યતા** સિવાય પૂર્ણ **ઉન્નતિ** નથી અને તેથી જ

પતિત થયેલા દેશનો પૂર્ણ ઉદ્ધાર થવાને લેખક દેશવાસીઓને **વિશ્વ-પ્રેમી** બનવાની ઘોષણા કરે છે.

લેખકની કહેવાની મતલબ એ છે, કે જ્યાંસુધી દેશ, જાતિ, સમાજ, ધર્મ આદિના સાંકડા વિચારોથી હૃદયને સંકુચિત અને અપવિત્ર કરી મૂકવામાં આવે છે ત્યાંસુધી કદિ પણ પૂર્ણ ઉન્નતિ થઇ શકતી નથી. એ સાંકડા વિચારોને લીધે જ આ દેશનાં મનુષ્યોની મનુષ્યતા હેરાઇ ગઈ છે અને દેશની અવનતિ થઇ છે. આ અવનતિમાંથી સાચી ઉન્નતિ પામવાને અતિ ઉદાર **સનાતન હિંદુ** ધર્મના મહાન્ સિદ્ધાન્ત **વિશ્વપ્રેમ**ને અનુસરી **વિશ્વપ્રેમી** બનો અને ફરીને **મનુષ્યતા** પ્રાપ્ત કરો.

**વિશ્વપ્રેમ** બદલો ચ્હાતો નથી. તેમાં ભય કે શંકાને સ્થાન નથી. સર્વ ધર્મો, સર્વ દેશો, સર્વ જાતિઓ, રે! સમસ્ત સંસારનો તેમાં સમાવેશ થઈ જાય છે. ધર્મ–વિધર્મ, જાત–વિજાત, દેશ–વિદેશ ઉંચ–નીચ આદિ સંસારમાં સ્પષ્ટ થતા ભેદ–વિભેદોની માતબરમાં માતબર દિવાલો તેની સામે તૂટી, ઓગળી, જડમૂળથી નાશ પામે છે અને સર્વત્ર બંધુતાનું સામ્રાજ્ય સ્થપાય છે. આ બંધુતા, એકતા, આત્મિયતામાં જ મનુષ્યમાં મનુષ્યતા પ્રકટાવવાનું અને દેશ, સમાજ, જાતિ, ધર્મ આદિના સાચા ઉત્કર્ષનું મૂળ છે. સાચા ઉત્કર્ષના મૂળરૂપ **વિશ્વપ્રેમની** ઘોષણા કરતું આ નાટક, જાતિ અને ધર્મ–વિધર્મના ભેદ–વિભેદને લીધે લાંબા કાળથી જનહૃદયમાં વાસ કરી રહેલા પરસ્પરના રાગદ્વેષોને ટાળી ભાઇચારો વધારવાના આ યુગમાં જરૂર જ આદર યોગ્ય નીવડશે અને તેના વાચનથી અંતઃકરણના વિશુદ્ધ ભાવો પોષાવાની સાથે હૃદય વધારે ને વધારે વિશાળાં બની પરસ્પર પ્રેમશૃંખલાથી સંકલાશે એવી આશા અને પ્રભુપ્રાર્થનમાં વિરમવું ઉચિત લેખાશે.

આ નાટકનું ભાષાન્તર આજથી દોઢ વરસ ઉપર તૈયાર થઇ

ગયું હતું. તેની પ્રસિદ્ધિમાં થયેલા આટલા લાંબા વિલંબના કારણરૂપ આ હૃદય ઉપર વીતેલા એક અતિ હૃદય–વિદારક બનાવને આલેખી ભૂતકાળના ઘાને તાજો કરવા કરતાં મૌન પકડવું તેમાં જ શ્રેય સમજાય છે.

ભાષાન્તર કરવામાં, મૂળના ભાવો સમજવામાં અને તેને જોઇએ તેવા સ્વરૂપે ગુજરાતીમાં ઉતારવામાં બની શકતી પૂરતી કાળજી અને મહેનત લેવાઇ છે. આમ છતાં તેમાં કોઇ સ્થળે કાંઈ ક્ષતિ થયેલી જણાય તો તેને ઉદાર દિલે ક્ષન્તવ્ય ગણી સુજ્ઞ સહૃદય વાચકગણ મારી બક્ષશે એવી આશા છે.

• નાટકના મૂળના ભાવો સમજાવવામાં અને ગુજરાતીમાં તે જોઇએ તેવા રૂપે ઉતરી શક્યા છે, કે કેમ તે પારખવામાં રાત્રિના પોતાના અતિ અગત્યના લાંબા કીંમતી કલાકોનો ભોગ આપી ( વીરમગામ મીલના વીવીંગ માસ્તર ) સાહિત્ય રસિક બન્ધુ શ્રીયુત જે. સી. મજમુદારે એક બન્ધુભાવે જે સહર્ષ ઉમદા સહાય કરી છે તેને માટે આ હૃદય બહુ જ આભારી છે અને તેમના એ ઉપકાર સ્મરણની આ સ્થળે નોંધ લેતાં બેશક, બહુ જ આનંદ થાય છે. વળી " શ્રી ભારત વિજય સમાજ "ના કવિ–નાટક–લેખક મુનશી લવજીભાઈ ડાહ્યાભાઇ કેવળ સ્નેહભાવે આ નાટકમાંનાં ગીતો મૂળના ભાવો સાચવી સુંદર રાગમાં ગાઇ શકાય તેવાં રચી આપી ભાષાન્તરકારની અપૂર્ણતા પૂર્ણ કરવામાં સહાયભૂત નીવડયા છે અને તે સારૂ અંતઃકરણથી તેમનો આભાર જાહેર કરવાની આવશ્યક ફરજ સમજું છું. આમ ભાષાન્તરને સર્વ રીતે યોગ્ય અને પૂર્ણ બનાવવામાં સહર્ષ સહાયક નીવડનાર ઉપરના બન્ને બંધુઓનો મેળાપ કરાવી સ્નેહી બંધુ એમ. જે. શુકલે જે બન્ધુકૃત્ય અદા કર્યું છે તેને માટે તો શું કહી શકાય ? ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર પરમસ્નેહી ભાઇ રવિશંકર રાવળે પણ આ નાટકને અંગે કેટલીક ઉપયોગી સૂચના કરી ભાઇ તરીકેની ફરજ બજાવી છે, એમ જણાવતાં આનંદ

થાય છે. ગીતોના રાગ પસંદ કરવામાં [illegible] યથા સ્વરૂપે આલેખવામાં થોડા કે પૂર્ણ અંશે હિંદી [illegible] માર્ગદર્શક તેમજ સહાયભૂત નીવડયું છે અને તે [illegible] પ્રકાશક શ્રીયુત નાથુરામ પ્રેમીનો આ સ્થળે જાહેર આ[illegible] ઉપયુક્ત બનવું એ આવશ્યક કર્તવ્ય લેખું છું.

પ્રેસની હાડમારી અને કાગળ આ[illegible]ની રાક્ષસી મોંઘવારીના આ કાળમાં સારા [illegible]નીત બાંધણીથી આંતરસમ બાબતે પણ સુંદર [illegible] પ્રસિદ્ધિમાં આણી તેનો પડતર કીમતે [illegible] ખેડનાર મારા પરમ હિતચિંતક [illegible] જેટલો આભાર પ્રદર્શિત કરવામાં આવે [illegible]

અંતમાં આંતરભાષ્ય—[illegible] ગુજરાતમાં પ્રસિદ્ધ થતું આ પહેલ[illegible] બાબૂનાં નાટકોમાં આ નાટક [illegible] કરવામાં આવ્યું છે. વાચક[illegible] તેમની બીજી પણ ઉત્તમ કૃતિ [illegible] છે. એ [illegible] ઉપજતી અસરના બળે આંતર[illegible] સાથે ભાઈચારાનો વધારે [illegible] અનેરી આશામાં પરમ કારુણિક [illegible]

**असतो मा सद्गमय ।** [illegible]

[illegible] ।

અમદાવાદ,

ઈસ્વીનું નવું વર્ષ: ૧૯૨૦. [illegible]

# પાત્ર–પરિચય.



## ( પુરૂષ પાત્રો. )

| | |
|---|---|
| રાણા અમરસિંહ... ... | ... મેવાડના રાણા. |
| સગરસિંહ ... ... | ... પ્રતાપસિંહના મોટા ભાઇ. |
| મહોબ્બતખાં ( મોગલ સેનાપતિ )... | સગરસિંહનો પુત્ર. |
| અરુણસિંહ ( સત્યવતીનો પુત્ર ) ... | મહોબ્બતખાંની બેનનો પુત્ર. |
| ગોવિંદસિંહ ... ... | ... રાણા અમરસિંહનો સેનાપતિ. |
| અજયસિંહ ... ... | ... ગોવિંદસિંહનો પુત્ર. |
| હિદાયતઅલી / અબ્દુલ્લા } ... ... | ... મોગલ સેનાપતિ. |

## ( સ્ત્રી પાત્રો. )

| | |
|---|---|
| રાણી રુકિમણી ... ... | ... રાણા અમરસિંહની સ્ત્રી. |
| માનસી ... ... | ... રાણા અમરસિંહની કન્યા. |
| સત્યવતી ... ... | ... સગરસિંહની કન્યા. |
| કલ્યાણી ( ગોવિંદસિંહની કન્યા ) ... | મહોબ્બતખાંની સ્ત્રી. |



अयंनिजः परो वेत्ति गणना लघु चेतसाम् ।
उदार चरितानांतु वसुधैव कुटुम्बकम् ॥

*　　*　　*　　*

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

गीता अ. ६ : श्लो. ५

ભાવાર્થ:—આ મારૂં અને આ પારકું એવી ગણના લઘુ ચિત્તવાળાઓની છે. ઉદારચરિત પુરૂષો વસુધાને પોતાનું કુટુમ્બ ગણે છે.

*　　*

આત્માથી આત્માનો ઉદ્ધાર કરવો, અધોગતિએ પહોંચાડવો નહિ, આત્મા જ આત્માનો બંધુ અને આત્મા જ આત્માનો રિપુ છે.

*　　*

" સર્વમાં સમાન વૃત્તિ એજ ધર્મ,
ભ્રાતૃભાવ વિના સર્વ વૃથા કર્મ;
બંધુપ્રીતિ મને નાથ સદા દેશો,
સર્વ કાર્યમાં સહાય તમે રહેશો.
બંધુ જાણી સર્વને થવું સહાય,
પરબ્રહ્મ પ્રેમ પ્રાપ્તિ સત્ય થાય. "

# મેવાડ-પતન.

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો.

સ્થળ—સલુમ્બ્રાપતિ ગોવિંદસિંહનું ઘર.

સમય—મધ્યાહ્ન.

[ ગોવિંદસિંહ અને તેનો પુત્ર અજયસિંહ ઉભા ઉભા વાતો કરી રહ્યા છે. ]

ગોવિંદ૦—અજય ! મોગલસેના મેવાડ ઉપર ચઢી આવે છે એ વાત રાણાજીએ કોની પાસેથી સાંભળી ?

અજય૦—પિતાજી, તેની તો મને ખબર નથી.

ગોવિંદ૦—તો રાણાજીએ તને શું કહ્યું હતું ?

અજય૦—રાણાજીએ મને એમ કહ્યું હતું, કે મારી મરજી સન્ધિ કરવાની છે. આ કારણથી તેમણે કાલે સવારે સઘળા સામન્તોને દરબારમાં હાજર રહેવાનું કહાવી મોકલ્યું છે, અને આપને પણ તેમની સાથે ત્યાં બોલાવ્યા છે.

ગોવિંદ૦—મને બોલાવવાનું કારણ ?

અજય૦—સલાહ લેવાને માટે.

ગોવિંદ૦—શું સન્ધિ વિષે સલાહ લેવાને ?

અજય૦—જી, હા.

ગોવિંદ૦—પણ અજય, સન્ધિ વિષે આજ સુધી મેં કદિ કોઈ પણ પ્રકારની વાત કરી કે સાંભળી પણ નથી. કેવળ યુદ્ધ કરવું એ જ મારો વિષય છે, અને છેલ્લાં પચીસ વરસથી તે એક સરખી રીતે કરતો આવ્યો છું. મને તો 'માત્ર તલવારોનો ઝણઝણાટ, ભેરિયોનો ભૈરવ-નિનાદ, અશ્વોનો હણહણાટ, ઘાયલોનો આર્ત્તનાદ એટલાની-માત્ર એટલાની જ' જાણ છે. આટલાં વરસ થયાં હું તો કેવળ એ જ સઘળું જોતો આવ્યો છું. શત્રુની સાથે સન્ધિ તો મેં જોઈ જ નથી. હું તો એય પણ જાણતો નથી, કે સન્ધિ કેવી રીતે કરાય.

( અજયસિંહ નિરુત્તર રહે છે; ગોવિંદસિંહ શિર ઢાળી કાંઈક વિચાર કરે છે; વળી થોડીવાર પછી ફરીને પૂછે છે )—વારૂ, રાણા સન્ધિ કરવાને કેમ ચાહે છે તે વિષે તને કંઇ કહ્યું છે ?

અજય૦—રાણાજી કહેતા હતા, કે આજ કેટલાંક વરસોથી મેવાડની આબાદી થતી આવે છે; હવે આ ધનધાન્યપૂર્ણ સુંદર દેશમાં ફરીને નિરર્થક રક્તપાત કરાવવો ઉચિત નથી.

ગોવિંદ૦—તો શું મોગલોનાં જૂતાં શિર પર વહન કરવાં ઉચિત છે ? જે ક્ષણે વિલાસે પગપેસારો કરીને સ્વર્ગસ્થ મહારાણા પ્રતાપસિંહના સ્વેચ્છાવ્રત દરિદ્રતાના સ્થાન પર બલ-

પૂર્વક પોતાનો અધિકાર જમાવ્યો તે જ ક્ષણથી મારા સમજવામાં આવી ગયું હતું, કે મેવાડનું અધઃપતન હવે બહુ દૂર નથી. એ મહાપુરુષે અંતકાલ સમયે કહ્યું હતું, કે મારા પુત્ર અમરસિંહના રાજ્ય દરમિયાન સમસ્ત મેવાડ મોગલોનું દાસ બની તેના પાદ પર આળોટશે. મોગલો પણ શક્તિમદથી છકી ગયા છે. બસ, હવે નાશ થશે–સર્વસ્વનો નાશ થશે.

અજય૦—રાણાજીનું કહેવું પણ એ જ છે. તેઓશ્રી પણ એમ જ કહેતા હતા, કે હવે મોગલોની શક્તિનો સંહાર કરવો એ મેવાડને માટે અસંભવિત છે, પછી નિરર્થક રક્તપાત શા માટે કરાવવો જોઈએ?

ગો.વંદ૦—અજય, તુંયે પણ એવા મતનો થઇ ગયો છે કે શું? શું તું એમ ચાહે છે, કે આપણે દાસ બની દાસત્વની ધૂંસરીને આપણી ગરદન પર લાદવા દેવી? અજય, હું જાણું છું, કે મોગલ દિલ્હીના પાદશાહ છે. પાદશાહની વિરુદ્ધ વિદ્રોહ કરવો એ પાપ છે તે પણ હું જાણું છું. પરન્તુ મેવાડનું રાજ્ય હજી સ્વતન્ત્ર છે. ગોવિંદસિંહના દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તેની સ્વાધીનતા નષ્ટ થવા પામશે નહિ. બરાબર સાતસો વર્ષથી મેવાડની જે રક્ત–ધ્વજા સહસ્રાવધિ ઝંઝાવાત અને વજ્રાઘાતની લેશ પણ પર્વા વગર સાભિમાને એક સરખી રીતે આકાશ પ્રતિ પોતાનાં નેજાં ફરફરાવી રહી છે તે શું કેવળ, મોગલોની લાલ લાલ આંખો જોઈને નીચી નમી જશે? કદિ નહિ. તું જા અને રાણાજીને કહે, કે હું આવું છું. (અજયસિંહ જાય છે.)

(અજયસિંહના ગયા પછી ગોવિંદસિંહ દિવાલ પર ટાંગેલી તલવાર ઉતારે છે; તેને ધીમે ધીમે મ્યાનમાંથી બહાર કાઢે છે. પછી તેને સંબોધીને કહે છે)–

"પ્રિય જીવનસંગી ! જો, જ્યાંસુધી તું મારા હાથમાં રહે ત્યાંસુધી મહારાણા પ્રતાપસિંહનું અપમાન થવા દેતી ના. પ્રિયતમ! આટલા દિવસ સુધી હું તને ભૂલી ગયો હતો, અને મને લાગે છે, કે તેથી જ તું આટલી મલીન બની ગયેલી છે ! વ્યાકુળ થા ના, મારા પ્રાણ! આ વખતે તને મેવાડના યુદ્ધમાં મારી સાથે આવવા નોતરીશ અને ત્યાં લઈ જઈ મોગલોના તાજા ઉષ્ણ રક્તનું પાન કરાવીશ. પ્રાણાધિક ! મને માફ કર અને ભેટ." (તલવારને હૃદય સાથે ચાંપે છે અને પછી તેને ધીમે ધીમે ફેરવવાની ચેષ્ટા કરતાં કહે છે)—

"ના, હાથ કમ્પે છે; મને લાગે છે, કે હવે હું તારી મર્યાદાનું પાલન કરી શકીશ નહિ. ઘણો જ વૃદ્ધ થઈ ગયો છું."

(તલવારને મૂકી દઈ બે હાથ વચ્ચે માથું રાખી બેસી જાય છે. આંખોમાંથી અશ્રુધારા વહે છે અને કહે છે)—

"હે ઈશ્વર ! આ તેં શું કર્યું ?"

(ઉભો થઇને પાછી તલવાર ઉઠાવે છે, એટલામાં તેની પુત્રી કલ્યાણી પ્રવેશ કરે છે.)

**કલ્યાણી**—પિતાજી ! આ શું છે ?

**ગોવિંદ૦**—તલવાર. જો, કલ્યાણી !

**કલ્યાણી**—ના, એ તલવાર મૂકી દો, પિતાજી ! આમ આજ અચાનક આપના હાથમાં આ તલવાર કેવી ? આપનું અત્યારનું સ્વરૂપ જોઇને પણ મને ડર લાગે છે. એ તલવાર મૂકી દો, પિતાજી !

(ગોવિંદસિંહ તલવારની અણી જમીન પર ટેકવીને પ્રેમભરી દૃષ્ટિથી તેની તરફ જોઇને કલ્યાણીને કહે છે)–

" કલ્યાણી! જો આ તલવાર કેવી ભયંકર અને કેવી સુંદર છે ! તું જાણે છે, કે તે શું ચાહે છે ? "

કલ્યાણી—ના. શું ચાહે છે ?

ગોવિંદ૦—રક્ત.

કલ્યાણી—કોનું ?

ગોવિંદ૦—મુસલમાનોનું.

કલ્યાણી—પણ પિતાજી ! મુસલમાનો પ્રતિ આપના આટલા બધા કોપનું કંઈ કારણ ?

ગોવિંદ૦—કારણ ? કારણ પૂછ તારી જન્મભૂમિ મેવાડને. છેલ્લાં સાતસો વરસોથી આ સ્વાધીન રાજ્યને તાબે કરવાને માટે તેના ઉપર મુસલમાની દળનાં મોજાં બહુ ક્રૂરતા ભરી રીતે વારંવાર ઉછળી આવ્યાં કરે છે; છતાં પણ પહાડના પાદને અફળાતાં સમુદ્રનાં મોજાંની માફક તે હમેશાં જ પાછાં પડતાં રહ્યાં છે. અમારા આ મેવાડે તે તેમનો શો અપરાધ કર્યો છે ? જ્યારે મનુષ્ય શક્તિમદથી છકી જઇ અંધ બને છે ત્યારે તેને ન્યાય કે અન્યાયનું લેશ પણ ભાન રહેતું નથી. આવી સ્થિતિમાં માત્ર તલવાર જ તેને અન્યાય કરતાં અટકાવે છે. કિન્તુ, હાય ! ઘણો વૃદ્ધ થઈ ગયો છું, કલ્યાણી! અત્યારે તો હું ઘણો જ વૃદ્ધ બની ગયો છું.

( કલ્યાણી રૂદન કરે છે. )

**ગોવિંદ૦**––કેમ રડે છે, કલ્યાણી ? શું તું બ્હીએ છે ? બ્હીતી ના. તલવારને મ્યાન કરૂં છું. ( તલવાર મ્યાન કરીને ) જા, તું અંદર જા. હું પણ જાઉં છું.

( ગોવિંદસિંહ જાય છે. )

**કલ્યાણી** (જતાં જતાં)—પિતાજી ! કંઈક–આપને એ વાતનો એક સહેજ પણ ખ્યાલ આવ્યો હોત—

[ જાય છે. ]

---

## પ્રવેશ બીજો.

---

સ્થળ—ઉદયપુરનો એક માર્ગ.

સમય—અપરાહ્ન.

( સત્યવતી ચારણીઓ સાથે ગાય છે. )

### લાવણી.

આ મેવાડ પહાડ જ્યાં ઝૂઝયો, સિંહ વીર પરતાપ;
અટલ રહ્યો તે પર્વત જેવો, સહ્યો ઘોર સંતાપ.
પદ્મિની–રૂપવહ્નિનો જ્યાં, દવ લાગ્યો ચોપાસ;
કુદી પડી જેમાં યવનોની, સેના કરવા નાશ.
આ મેવાડ પહાડ—હજી તે, લાલ ધ્વજા ફરકાવે છે;
થયાં સાત શત વર્ષ, યવનમદ હર્યો તેહ બતલાવે છે.

આ મેવાડ પહાડ—વહ્યું જ્યાં, કંકુવરણું નીર;
રક્ત રેડી જ્યાં ખપી ગયા કંઈ લાખો ક્ષત્રિય વીર.

યવન-રાજને ચિતોડગઢથી, મારી હઠાવ્યો દૂર;
હરી લાવ્યા તેની કન્યા તે, બાપ્પા રાવળ સૂર.
આ મેવાડ પહાડ--હજી તે, લાલ ધ્વજા ફરકાવે છે;
થયાં સાત શત વર્ષ, યવનમદ હર્યો તેહ બતલાવે છે.
આ મેવાડ પહાડ-ભલો તે, રસકસથી ભરપૂર;
ઝૂકી ઝાઝી જ્યાં ઝાડી પાકે, બહુ વિવિધ પત્ર ફળ ફૂલ.
કુંજ-જલતામાં કલરવ કરતાં, કોકીલ મેનાં કીર;
પરિમલ જ્યાં પસરાવે સુંદર, શીતલ મંદ સમીર.
આ મેવાડ પહાડ--હજી તે, લાલ ધ્વજા ફરકાવે છે;
થયાં સાત શત વર્ષ, યવનમદ હર્યો તેહ બતલાવે છે.
ગગન તણું ચુંબન કરતાં એ, પહાડ તણાં શિખરો;
સ્વર્ગ તણો વૈભવ ઉતર્યો જ્યાં, વન ઉપવન સઘળો.
નીતિમય નરનારી ઉદ્ભવે, જ્યાં સાત્વિક શૃંગાર;
સકલ શુદ્ધ ક્ષત્રાણી સતિઓ, નહીં કોઈ સંસાર.
આ મેવાડ પહાડ--હજી તે, લાલ ધ્વજા ફરકાવે છે.
થયાં સાત શત વર્ષ, યવનમદ હર્યો તેહ બતલાવે છે.

(આ સમયે અજયસિંહ ત્યાં આવી પહોંચે છે.)

**સત્ય૦**—શું તમે કોઈ સૈનિક છો ?

**અજય૦**—જી હા, હું મેવાડનો એક સેનાપતિ છું.

**સત્ય૦**—જરા થોભો. તમને એક વાત પૂછવા ચાહું છું. મેં જે કાંઈ સાંભળ્યું છે તે શું સાચું છે ?

**અજય૦**—આપે શું સાંભળ્યું છે ?

સત્ય૦—એ, કે મોગલ સૈન્ય મેવાડ પર ચઢી આવે છે.

અજય૦—હજી સુધી તો એવું કંઇ નથી; પણ હા, જો રાણાજી સન્ધિ કરશે નહિ તો તે અવશ્ય ચઢી આવશે. રાણાજીની મરજી યુદ્ધ કરવાની છે કે સન્ધિ, તે જાણવાને માટે મોગલસેનાપતિએ પોતાના એક દૂતને રાણાજી પાસે મોકલ્યો છે.

સત્ય૦—તમે સૌ યુદ્ધને માટે તૈયાર છો ?

અજય૦—અમે તો રાણાજીના આજ્ઞાનુસારી. અમારો ધર્મ માત્ર તેઓ જે આજ્ઞા કરે તેને અનુસરવું એ છે. બાકી 'યુદ્ધ કરવું કે સન્ધિ તેનો આધાર તો રાણાજીની પોતાની ઇચ્છા ઉપર છે.

સત્ય૦—રાણાજી યુદ્ધ કરશે કે સન્ધિ, એ વિષયે તમને કંઇ ખબર છે ?

અજય૦—ના. છતાં મારા સમજવા પ્રમાણે રાણાજીની ઇચ્છા સન્ધિ કરવાની છે. એ વિષે મસલત ચલાવવાને તેમણે મને પિતાજીને બોલાવી લાવવાને મોકલ્યો હતો.

સત્ય૦—તમારા પિતા કોણ ?

અજય૦—મેવાડના મુખ્ય સેનાપતિ ગોવિંદસિંહ.

સત્ય૦—તો શું તમે સેનાપતિ ગોવિંદસિંહના પુત્ર! તેમની ઇચ્છા શી છે ? તમે જાણો છો ?

અજય૦—તેમની ઇચ્છા તો યુદ્ધ જ કરવાની છે.

સત્ય૦—બહુ સારૂં, જાઓ.

( અજયસિંહ જાય છે. )

સત્ય૦ ( સ્વગત )—સન્ધિ ! શું રાણા પ્રતાપસિંહનો

પુત્ર મોગલોની સાથે ખરી રીતે સન્ધિ કરવાની કલ્પના પણ કરી શકે ! નહિ—નહિ, એમ કદિ પણ ન બની શકે. નક્કી, એમાં કંઈ ભ્રમ થયેલો છે. ( ચારણો પ્રતિ )—તમે સર્વ પેલા વૃક્ષની નીચે હું આવું ત્યાં સુધી બેસો. હું હમણાં જ આવું છું.

( ચારણો અને સત્યવતી જુદી જુદી દિશામાં જાય છે. )

## પ્રવેશ ત્રીજો.

સ્થળ—ઉદયપુરમાં મેવાડની રાજસભા.

સમય—પ્રભાત.

( સિંહાસનારુઢ રાણા અમરસિંહની બન્ને બાજુએ અને સામે સામન્તો બેઠા છે. ગોવિંદસિંહ એક તરફ ઉભા છે. )

જયસિંહ—મહારાજ ! આ મોગલસેના હવે જ્યારે મેવાડને આંગણે આવી ઉભી છે ત્યારે તેનો યોગ્ય સત્કાર કરવો એ જ કર્તવ્ય છે. તેનું સ્વાગત કેવા પ્રકારે કરવું ઉચિત છે તે વિષે અમ રાજપૂતોમાં કોઇપણ પ્રકારનો મતભેદ છે જ નહિ. અમે સૌ તેને યુદ્ધથી જ વધાવી લઇશું. બસ, યુદ્ધ જ કરીશું.

રાણા—જયસિંહ ! આવડું નાનું મેવાડનું રાજ્ય આજે કયી જાતની શક્તિના બલ પર દિલ્હીપતિ શહેનશાહ જહાંગીરના વિરાટ મોગલસૈન્ય સામે ખડું રહેશે ?

કેશવ૦—ક્ષત્રિયોની વીરતાના બલ પર, મહારાજ !

કૃષ્ણદાસ—મહારાજના પિતા—સ્વર્ગવાસી મહારાણા પ્રતાપસિંહ મોગલોની સામે કયી શક્તિના જોરે ઝઝૂમ્યા હતા ?

રાણા—શું રાણા પ્રતાપસિંહની વાત કરો છો ? તે કંઇ મનુષ્ય ન હતા.

શંકર૦—પણ, તેઓ રાજપૂત તો હતા જ.

રાણા—નહિ, શંકર નહિ. તે મનુષ્ય જ ન હતા તો પછી રાજપૂત તો હોઇ શકે જ શી રીતે ? રાજપૂત જાતિની અંદર તેમનું જન્મવું એ તો કેવળ એક દૈવીશક્તિની માફક, આકાશ-વજ્રપાતની માફક, મર્ત્ય-લોકના ભૂકમ્પની માફક અને જલપ્રલયની માફક એક અકસ્માત જ હતો. કોણ કહી શકે એમ છે, કે તેઓ ક્યાંથી આવ્યા હતા અને કયાં ગયા ? સઘળા જ રાણા પ્રતાપસિંહ થઈ શકે નહિ, શંકર !

કૃષ્ણ૦—એ વાત ખરી છે. કે સઘળા રાણા પ્રતાપસિંહ થઇ શકે નહિ. છતાં સૌ કોઇ એવી તો આશા રાખે જ છે, કે તેમના પુત્ર તેમના જ પગલે ચાલશે. સ્વર્ગસ્થ મહારાણા પ્રતાપસિંહે મેવાડની સ્વાધીનતાનું રક્ષણ કરવાને પ્રાણ આપ્યા અને શું તેમના જ પુત્ર વગર યુદ્ધે મોગલોનું દાસત્વ સ્વીકારશે ?

રાણા—કૃષ્ણદાસ ! એ એક સુન્દર અનુભૂતિ માત્ર છે. આજે કેટલાંક વરસોથી મેવાડની પ્રજા ધનવાન, સંપત્તિમાન અને સુખી બની રહી છે, મેવાડની ભૂમિ એક પ્રકારની પ્રગાઢ શાન્તિનો અનુભવ કરી રહી છે. આવાં સુખ અને શાન્તિનો માત્ર એ એક અનુભૂતિની ખાતર શું નાશ થવા દેવો ? એક નજીવા કર માત્રથી જ જો અગણિત નરહત્યા થતી અટકી શકતી હોય તો પછી નિરર્થક રક્તપાત શા માટે કરાવવો ?

શંકર૦—કર ? અને તે કોને આપવો ? શું મોગલોને ?

એ કર લેનાર કોણ ? કયા અધિકારથી તેઓ ભગવાન રામચંદ્રજીના વંશજો પાસેથી કર મેળવવા ચાહે છે ?

રાણા—શંકર ! સાધારણ કર આપી આ સુખશાન્તિ અને સ્વચ્છન્દતાનો નાશ ન થવા દેવો એ સારૂં કે કર ન આપી સર્વસ્વનો નાશ થવા દેવો એ ? કેમ, ગોવિંદસિંહ ! તમે શું ધારો છો?

ગોવિંદ૦ ( ચમકીને )—હું ! મને પૂછો છો, રાણા ! હું શું ધારૂં ? મારે તો કંઇ ધારવાનું છે જ નહિ. હું તો આ કંઇ સમજતો નથી. હું તો એય પણ જાણતો નથી, કે સુખ, શાન્તિ અને સ્વચ્છન્દતા કોને કહે છે? કેવળ દુ:ખમાં જ ઉછર્યો છું અને દુ:ખને જ જાણું છું. બાલ્યાવસ્થાથી જ દુ:ખની સાથે મારે મહોબ્બત ઠરી છે, અને વિપત્તિના અંકમાં જ ખેલ્યો છું. મહારાજ ! બરાબર પચીસ વરસ સુધી મેં આપના પિતા—સ્વર્ગીય મહારાણા પ્રતાપસિંહની સાથે પહાડો અને જંગલોમાં ભૂખ્યા તરસ્યા ભ્રમણ કર્યું છે. આ પચીસ વરસ એ મહાત્માની સેવામાં ગાળી મેં માત્ર દારિદ્રય વ્રતનો જ અભ્યાસ કર્યો છે. એ પચીસ વરસમાં મેં દુ:ખને જ પરમ સુખ માણ્યું છે. આહા ! કેવું અનિર્વચનીય સુખ ! બીજાઓને માટે દુ:ખ ભોગવવું એ કેવું પરમ સુખ છે ! કર્તવ્ય—પાલનમાં દારિદ્રયના ભોગ થવું કેટલું બધું મધુર છે ! મને તો લાગે છે, કે બાલ સૂર્યનાં સોનેરી કિરણો જેવા સ્નેહથી તે દરિદ્રતાની પર્ણકૂટિ પર પડે છે તેવા સ્નેહથી કદાચ બીજે ક્યાંઇ પણ પડતાં હશે નહિ. મહારાજ ! મારા કેવા સરસ દિવસો જતા રહ્યા !............

( બોલતા બંધ પડે છે. )

જયસિંહ—બોલો, ગોવિંદસિંહ ! બોલો. બંધ કેમ પડી ગયા ?

ગોવિંદ૦—શું કહું ? જયસિંહ ! કેટલું કહું ? એ જ મેવાડમાં, એ જ દેવતાની પર્ણકૂટિઓને તૂટતાં અને તેને સ્થાને ભોગવિલાસને માટે નાટય–ભવન બનતાં દેખ્યાં છે. તે મહાત્માનાં પવિત્ર મંદિરોને જમીનદોસ્ત કરી તેના જ પત્થરો વડે ઐશ્વર્યના પ્રાસાદ બનતાં જોયા છે. જે પહાડ એક દિન જયધ્વનિથી ગુંજ્યા કરતો હતો, જે પહાડ તેની કીર્તિના સબબે જ મહાન્ તેમજ પવિત્ર બન્યો હતો તે જ પહાડની છાયામાં વિલાસનાં નિકુંજ-જવન બનતાં જોયાં છે. મેં મારી આ ક્ષીણુ દૃષ્ટિથી એ મહાનતાને ધૂમ્ર બની આકાશમાં ભળી જતાં જોઈ છે. સઘળું જ નાશ પામ્યું છે. હવે શું રહ્યું છે? જયસિંહ! જે કંઈ છે તે તો એ મહિમાનાં આછાં અધુરાં માત્ર કિરણો જ. અત્યારે તો માત્ર હું એક એવા પ્રકારનું ગૌરવ જોઈ રહ્યો છું, કે જે મૃત્યુ–શય્યા પર પડયે પડયે કરુણાભરી દૃષ્ટિથી આપણા પ્રતિ નિષ્ફળ તાકી રહી માત્ર મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યું છે.

કેશવ૦—જયાં સુધી આપના દેહમાં પ્રાણુ છે ત્યાં સુધી એ ગૌરવ નષ્ટ થઈ શકે નહિ, ગોવિંદસિંહજી !

ગોવિંદ૦—હું ! આજ હવે હું શું કરી શકું એમ છું ? કેશવરાય ! આજ મારા એ દિવસો રહ્યા નથી. અત્યારે તો હું

ઘણો જ વૃદ્ધ બની ગયો છું. ઘડપણથી ધ્રૂજતા આ હાથમાં હવે હું તલવાર પણ સારી રીતે પકડી શકતો નથી. આ ક્ષીણ થયેલાં હાડકાંનો માળો હવે જર્જરિત થયેલા મારા દેહને ટટાર પણ રાખી શકતો નથી. પરન્તુ મહારાજ ! અત્યારે પણ એ જ ઇચ્છા થાય છે, કે ફરીને એ જ પર્વતો અને જંગલોમાં ચાલ્યો જાઉં, માતૃભૂમિને માટે ફરીને એ જ મધુર દુઃખ ભોગવું, સ્વદેશબન્ધુઓની ખાતર પહેલાંની માફક જંગલે જંગલ માર્યો માર્યો ફરૂં. પણ હાય ! પ્રભો ! તેં દુઃખ સહેવાની શક્તિ પણ છીનવી લીધી !

( ગોવિંદસિંહ બોલતા બંધ પડે છે. થોડી વાર સઘળા સ્તબ્ધ બને છે અને સભામાં શાન્તિ પ્રસરે છે. )

રાણા૦—પરન્તુ, ગોવિંદસિંહ ! જ્યારે સમસ્ત ભારત-વર્ષ મોગલ–સમ્રાટ્ સમીપ પોતાનું શિર નમાવી ચૂક્યું છે ત્યારે આ રાજપૂતાનાનું નાનું સરખું રાજ્ય મેવાડ, તેની વિશાળ અને વિશ્વવિજયી સેનાના સામે શી રીતે ખડું રહી શકશે ? બોલો, શું કહો છો, ગોવિંદસિંહ ?

ગોવિંદ૦—મહારાણા ! મારે જે કંઇ નિવેદન કરવાનું હતું તે હું પ્રથમ જ કરી ચૂક્યો છું. હવે મારે કંઈ જ કહેવાનું નથી.

રાણા૦—સામન્તગણ ! મારા સમજવા પ્રમાણે તો યુદ્ધ કરવું નિરર્થક છે. હું તો મોગલસેનાપતિની સાથે સન્ધિ કરીશ. ચોબદાર ! મોગલદૂતને બોલાવ.

( ચોબદાર જાય છે. )

ગોવિંદ૦—મહારાણા પ્રતાપ! મહારાણા પ્રતાપ! ધનભાગ્ય, યદિ સ્વર્ગમાં બેઠે આપ અહીંની આ વાતો સાંભળી ન શકો. વજ્ર! તારા પ્રચંડ ઘોરનાદ વડે આ હિન ઉચ્ચારણને દાબી દે. અને મેવાડ! મોગલોનું આધિપત્ય સ્વીકારતા પૂર્વે જ એક મહાન્ ધરતીકંપથી તારો ધ્વંસ થઈ જાઓ.

( ચોબદારની સાથે મોગલ–દૂત પ્રવેશ કરે છે. )

રાણા૦—તારા સેનાપતિને જઈ કહે, કે હું સન્ધિ કરવાને તૈયાર છું.

( વિદ્યુત્‌વેગે સત્યવતી પ્રવેશ કરે છે. )

સત્ય૦—નહિ, કદિ નહિ. સામન્તગણ! તમે યુદ્ધને માટે તૈયાર થઈ જાઓ. જો રાણા તમારી સાથે સમરાઙ્ગણમાં આવવાનો અસ્વીકાર કરશે તો તમારી સેનાનું સંચાલન હું કરીશ.

ગોવિંદ૦—દેવિ! આપ કોણ છો? આ ઘોર અંધકારની વચ્ચે સ્થિર વિદ્યુતની માફક આવી ઉભાં રહેનાર આપ કોણ છો? આ મૃદુ અને ગમ્ભીર વજ્ર–ધ્વનિ કોનો સાંભળું છું?

રાણા૦—હા, સાચું કહો, આપ કોણ છો?

સત્ય૦—હું એક ચારણી છું. હું મેવાડનાં ગામો અને ખીણોમાં તેનો મહિમા ગાતી ફરૂં છું. આ સિવાય મારા કોઈ બીજા વિશેષ પરિચયનું પ્રયોજન નથી.

સામન્તગણ—આશ્ચર્ય!

સત્ય૦—સામન્તગણ! રાણા ઉદયસાગરના પ્રાસાદકુઞ્જમાં પડયા પડયા વિલાસનાં સ્વપ્ન ભલે જોયા કરે. હું તમને સમરાઙ્ગણમાં લઈ ચાલીશ.

ગોવિંદ૦—આ શું ! મારા દેહમાં યૌવનનું તેજ પાછું ક્યાંથી આવ્યું ! અહા ! કેવો આનંદ ! કેવો ઉત્સાહ ! સામન્તગણ ! તમે સર્વ મહારાણા પ્રતાપના પુત્રને આ અપયશથી બચાવો. લાત મારો એ વિલાસને, તોડી દો સઘળી ભોગ સામગ્રીને.

(પાસે પડેલી એક પિત્તળની વસ્તુ ઉપાડી ગોવિંદસિંહ સામેના એક મોટા આયના પર છૂટી ફેંકે છે. આયનાના ચૂરેચૂરા થઇ જાય છે.)

ગોવિંદ૦—સામન્તગણ ! અસ્ત્ર ઉઠાવો. (રાણાનો હાથ પકડીને) આવો મહારાણા !

રાણા૦—ગોવિંદસિંહ ! ચાલો, હું યુદ્ધમાં આવું છું. મોગલદૂત! તારા સ્વામિને જઈને કહી દે, કે અમે યુદ્ધ કરીશું. ચોબદાર ! ઘોડાને તૈયાર કરાવ.

સત્ય૦—જય ! મેવાડના રાણાની જય !

સામન્તગણ—જય ! મેવાડના રાણાની જય !

---

## પ્રવેશ ચોથો.

---

સ્થળ—આગ્રામાં મહોબ્બતખાંનું મકાન.

સમય—પ્રભાત.

(સેનાપતિ મહોબ્બતખાં અને મોગલ સરદાર અબ્દુલ્લા ઉભા ઉભા વાતો કરી રહ્યા છે.)

મહોબ્બત૦—શું હિદાયતખાં સેનાપતિ બની ગયા છે ?

અબ્દુલ્લા—હા, જનાબ !

**મહોબ્બત૦**—હિદાયત ! શું એ વાતની આપને ચોકસ માહીતિ છે ?

**અબ્દુલ્લા**—હા, જનાબ ! હું એ વાત બહુ જ ચોકસપણે જાણું છું. નેકનામ પાદશાહ સલામતે તેમની સાથે પચાસ હજાર માણસનું લશ્કર મોકલ્યું છે.

**મહોબ્બત૦**—હિદાયતખાં સેનાપતિ ! ! પણ હોય તેમાં નવાઈ જેવું કંઇ જ નથી. આજકાલ લાયકાત કે હોંશિયારીને તો કોઇ પૂછતું જ નથી. બિચારા લાયક માણસોની તો ભારે કમબખ્તી થઇ રહેલી છે અને કચરાપટ્ટીમાંથી કોણ જાણે કેટલાયે *છત્રક જમીન ફોડી નીકળ્યા કરે છે.

**અબ્દુલ્લા**—જનાબ ! આપનું કહેવું બરાબર છે. હિદાયતઅલીખાં ખાનખાનાન બની બેઠા-કારણ? એ પાદશાહ સલામતના ભાણેજ છે. વળી—

**મહોબ્બત૦**—ભલે તે ભાણેજ હોય ને રહે, એમાં કંઈ હરકત નથી. પરન્તુ એક આવડી મોટી ફોજના ઉપરીનું કામ કરવું એ કંઈ સહેલી વાત નથી. ઠીક, તેમના સાળા ઇનાયતખાં પણ તેમની સાથે જ જવાના છે ને ?

**અબ્દુલ્લા**—જવાના હોય એ બનવા જોગ છે.

**મહોબ્બત૦**—ઈનાયતખાં બેશક, સાચો સિપાઈ છે. તે જંગ મચાવવામાં કાબેલ છે. મને લાગે છે, કે પાદશાહ સલામતે હિદાયતખાંને માત્ર નામનો જ સિપહસાલાર બનાવ્યો છે, અસલ સિપહસાલાર તો ઈનાયતખાં જ છે.

---

* બિલાડીના ટોપ.

**અબ્દુલ્લા**—જનાબ! કોઈને નામનો જ સિપહસાલાર બનાવવામાં આવે તો ઓછામાં ઓછો તે એવો તો જરૂર હોવો જ જોઇએને, કે જે બંદુકનો અવાજ સાંભળીને ભડકી ઉઠે નહિ!

**મહોબ્બત૦**—ખયર્! આ વખતના મેવાડના જંગમાં શું થશે તે પ્રથમથી જ જણાય છે.

**અબ્દુલ્લા**—શું પાદશાહ સલામતે આપને મેવાડના જંગમાં જવાને ફરમાવ્યું હતું?

**મહોબ્બત૦**—હા, સૈયદ સાહેબ!

**અબ્દુલ્લા**—તો પછી આપ એ લડાઈમાં કેમ ન ગયા?

**મહોબ્બત૦**—હકીકત એ છે, કે મેવાડ મારી જન્મભૂમિ છે. પાદશાહ સલામત બંગાલ, દક્ષિણ, કાબુલ કે ગુજરાત જ્યાં મોકલે ત્યાં સવારી લઈ જવાને હું તૈયાર છું. પરન્તુ મેવાડ સામે હથિયાર ઉગામવાની વાત મારા ગળે ઉતરે તેવી નથી.

**અબ્દુલ્લા**—મેવાડ આપનું વતન છે તો પછી આપનું કહેવું બરાબર છે. વખત બહુ થઈ ગયો. મને રજા આપશો, ખાનસાહેબ!

**મહોબ્બત૦**—અચ્છા આદાબ, સૈયદ સાહેબ!

(અબ્દુલ્લા જાય છે.)

**મહોબ્બત૦**—વાહ! હિદાયતઅલીખાં સિપહસાલાર! એય ઠીક! એય એક તમાસો જોવાની બડી રમુજ આવશે! આ તો કોઈ એક ભિખારીને જબરદસ્તીથી પકડી સુસજ્જિત ઘોડાની પીઠ ઉપર બેસાડી દેવામાં આવે એના જેવું છે.

(જાય છે.)

## પ્રવેશ પાંચમો.

સ્થળ—મોગલસૈન્યની છાવણી.

સમય—મધ્યાહ્ન.

( મોગલસેનાપતિ ખાનખાનાન હિદાયતઅલીખાં બહાદૂર પોતાના સરદાર હુસેનની સાથે વાત કરે છે. )

**હિદાયત૦**—ઁહ્, હુસેન ! એ કાફરોને જીતવા એ તો મુરબ્બો ખાવાથી પણ સહેલું કામ છે.

**હુસેન૦**—જનાબ ! એ કામ જેટલું આપ ધારો છો તેટલું ખરેખરૂં સહેલું નથી. આજ સાતસો વરસ થયાં મુસલમાની સલ્તનતની સામે એ નાનું સરખું રાજ્ય પોતાનું શિર બરાબર ટટાર રાખી રહ્યું છે. રે ! ખુદ અકબર પાદશાહ પણ તેના શિરને નીચું નમાવી શક્યા નથી.

**હિદાયત૦**—અકબર ! ઁહ્ ! તેની પાસે કોઈ લાયક સિપહસાલાર નહિ હોય. ઁહ્, જો એ સમયે ખાનખાનાન હિદાયતઅલીખાં બહાદૂર હોત તો બતાવી દેત ! ઁહ્ ! પણ આવો કોઈ બહાદૂર લાયક સિપહસાલાર જ નહોતો, હુસેન !

**હુસેન૦**—કેમ ? માનસિંહ શું કંઈ કમ હતો ?

**હિદાયત૦**—ઁહ્ ! શું માનસિંહ ! ઁહ્, એ તે બિચારો શું લડી શક્તો હતો ? ઁહ્, ત્યારે તો—

( વચમાં જાફર પ્રવેશ કરે છે. )

**જાફર**—ખુદાવંદ ! ખાણું તૈયાર છે.

હિદાયત૦—ત્યારે તો માનસિંહ જેવો સિપહસાલાર તો આ મારો બાવર્ચી મીયાં જાફર પણ બની શકે તેમ છે. કેમ ખરૂંને, જાફરમીયાં !

જાફર—જી હુજૂર ! ખાણું તૈયાર છે.

હિદાયત૦—અઁહ, તું લડાઈ કરી શકીશ ને ?

જાફર—હુજૂર ! મરઘીના કોફતા.

હિદાયત૦—હાં હાં, એ તો હું સમજ્યો. મરઘીના કોફતા બનાવ્યા એ બહુ જ સારૂં કર્યું; પરન્તુ લડાઈનું શું કહે છે ? લડી શકીશ ને ? અઁહ !

જાફર—કબાબ ? હુજૂર ! એ તો મેંઢાંનો છે.

હિદાયત૦—અઁહ, આ તો તદ્દન બહેરો. વાહ ! ઠીક કર્યું ! હું પણ અહીં મેંઢાંઓનો કબાબ બનાવીશ. જા, હું આવું છું.

(જાફર જાય છે.)

હિદાયત૦—હુસેન ! આ વખતે આ મેંઢાંઓનો કબાબ ઠીક બનશે.

હુસેન૦—કયાં મેંઢાંનો ?

હિદાયત૦—કયાં મેંઢાંનો ? આ રજપૂતોનો. એ પણ એક જાતનાં મેંઢાંઓનું જ ટોળું છે ને ?

હુસેન૦—માફ કરો, જનાબ ! એ બાબતમાં હું આપને મળતો થઈ શકું એમ નથી.

હિદાયત૦—હુસેન ! હજી તારે બહુ બહુ શીખવા-પઢવાની જરૂર છે. આ વખતે તું મારી સાથે આવ્યો છે તો

જરા અચ્છી તરહથી શીખી લે કે લડાઇ કોને કહે છે. આગળ જતાં એ તને બહુ જ કામ લાગશે.

**હુસેન૦**—એ તો જાણ્યું. પણ જનાબ ! હવે જોવાનું છે, કે મોટા મોટા હાથી ચાલ્યા ગયા ત્યાં આ 'મચ્છર' મહાશય શું કરે છે !

**હિદાયત૦**—હુસેન ! તું ઘણો જ ગુસ્તાખ અને બેઅદબ બની જતો જણાય છે. સંભાળ કે હું સિપહસાલાર છું. જો ચાહું તો હમણાં ને હમણાં જ તારૂં શિર ધડથી જુદું કરાવી નાંખું.

**હુસેન૦**—હા જનાબ ! હું જાણું છું, કે આપ સિપહસાલાર છો.

**હિદાયત૦**—હાં, હંમેશાં યાદ રાખવું, કે હું સિપહસાલાર છું.

**હુસેન૦**—જી હાં, હું હંમેશાં યાદ રાખીશ. પરન્તુ મેવાડને જીતવું--

**હિદાયત૦** (વચમાં)—હુસેન ! પાછી એની એ જ મેવાડ જીતવાની વાત ! એક દોસ્ત તરીકે તને કહું છું, કે મેવાડ જીતવું એ એક ચપટી વગાડવા જેવું કામ છે.

**હુસેન૦**—જો એમ જ હોય તો તમારી ચપટીને એક મો....ટી ચપટી કહેવી જોઇએ.

**હિદાયત૦**—નહિ, બહુ મોટી નહિ. જાઓ, હવે હું ખાણું ખાવા જઉં છું. (હુસેન જવા માંડે છે તેને પાછો બોલાવી કહે છે)—

હાં, હુસેન ! વળી સાંભળ. હંમેશા યાદ રાખ કે હું સિપહ-સાલાર છું.

હુસેન૦—બહુ સારૂં, જનાબ !

હિદાયત૦—જાઓ.

( હુસેન જાય છે. )

હિદાયત૦—ઑહ ! આ કાફરોને જીતવા એ તો બહુ જ સહેલી વાત છે ! એમની સાથે લડવાનો તો પ્રસંગ જ ક્યાં આવે એમ છે ? જ્યાં એક બે ફટાકડાના અવાજ થયા કે તેઓ તરત જ ઉભી પૂંછડીએ નાસતા નજરે આવશે.

( રૂવાબબંધ જાય છે. )

---

## પ્રવેશ છઠ્ઠો.

---

સ્થળ—ઉદયપુરના ઉદયસાગરનો કિનારો.

સમય—પ્રભાત.

( મેવાડની રાજકન્યા માનસી એકલી ઘૂમતી ફરતી ગાઇ રહી છે. )

ગીત.

( રાગ કાલિંગડો. )

કરૂં હું આજ અલૌકિક પ્યાર—
આવો અહીં આવો કોઈ ભિક્ષુક, સ્નેહે દઉં સનમાન;
લ્યો ભિક્ષા માગો દઉં પ્રીતે, પ્રેમપૂર્ણ મન-પ્રાણ—કરૂં.
ક્ષણભર વિમળ વદનપર નીરખું, નેહે નૌતમ હાસ્ય;
પ્રેમદાન દઈ બસ અંતરમાં એક જ એ અભિલાષ—કરૂં.

નહીં રહે મ્હારૂં વિરસ હૃદય આ, નહીં અશ્રુ સંતાપ;
પ્રેમનીર વરસાવીશ સાથે મધુર મધુર આલાપ—કરૂં.
ભગ્ન થયાં સદને નહીં સૂણું, વળી દીર્ઘ નિશ્વાસ;
પ્હોંચે કયમ ત્યાં જઈને પીડા, જ્યાં શુદ્ધ પ્રેમ નિવાસ—કરૂં.
આજ મેં અર્પ્યો પ્રેમ કોઇને, હરી તેનો હૃદશોક,
નૂતન આજ જીવન જગ જાણું, મધુર બન્યો આલોક—કરૂં.

( એક આંધળા બાળક સાથે ભિખારણ પ્રવેશ કરે છે. )

**ભિખારણ**—બેનો! ભગવાન તમારૂં ભલું કરો. દાતારોની જય થાઓ.

**માનસી**—આવો. બાઈ! આ શું તમારો છોકરો છે?

**ભિખારણ**—ના રે બાપુ! એ મારી બોનનો છોકરો છે. તે બચારો જનમથી જ આંધળો છે. એની મા મરી ગઈ છે.

**માનસી**—બાપ છે?

**ભિખારણ**—હા છે, પણ પરદેશ ગયા છે.

**માનસી**—આહા! કેવું દુઃખી બાળક! બાઈ! એ છોકરો મને આપશો?

**ભિખારણ**—બાપુ! એ મારા વના એકલો રહી શકતો નથી.

**માનસી**—વારૂ, ત્યારે તમે એને તમારી પાસે જ રાખો. પણ દરરોજ એને મારી પાસે લઈ આવજો. લ્યો આ—( એમ કહી એક સોનામહોર આપે છે. )

**ભિખારણ**—બેન આપની જે થાવ! આપનું તેજ અમર તપો. દેવિ! ભગવાન તમારૂં ભલું કરો, બા!

( બાળકને લઈ ભિખારણ ચાલી નીકળે છે. )

**માનસી**—એ ભિખારણના મુખના ‘ જે થાવ ’ એ શબ્દો કેવા મધુર ભાસે છે! એ વચન જય-ભેરીથી પણ પ્રબળ, માતાના આશીર્વાદથી પણ અધિક સ્નેહ અને કલ્યાણપૂર્ણ અને નાના બાળકથી પ્રથમ ઉચ્ચારાયેલી વાણીથી પણ વિશેષ મધુર છે.

( અજયસિંહ પ્રવેશ કરે છે. )

**અજય૦**—માનસી!

**માનસી**—અજય! આવો, આવો. અત્યારે હું બહુ જ આનંદમાં છું. મારા એ આનંદના કેટલેક અંશે તમે પણ ભાગીદાર બનો.

**અજય૦**—આટલા બધા આનંદનું કારણ? માનસી!

**માનસી**—મારૂં હૃદય આનંદથી પરિપૂર્ણ છે. શરતકાલની સરિતાથી પણ અધિક ભરપૂર છે. આજ એક ભિખારિણી મને આશીર્વાદ દઇ ગઇ છે.

**અજય૦**—આ પૃથ્વીના પટ પર એવું તે કોણ છે, કે જે તમને અંતઃકરણથી આશીર્વાદ ન દે? માનસી! હું હંમેશાં વાટે ઘાટે—સર્વ સ્થળે મેવાડની રાજકન્યાનાં સ્તુતિગાન સૂણ્યા જ કરૂં છું.

**માનસી**—તમે હંમેશાં જ સૂણ્યા કરો છો? જો એમ જ હોય તો હું કેમ એકે દિવસ સાંભળી શકતી નથી, અજય?

અજય૦—એક દિવસ ઘરથી બહાર નીકળો અને જરૂર સાંભળી શકશો.

માનસી—હું બહાર તો જઉં છું. અજય! મેં અહીં એક "અતિથિ આશ્રમ" ખોલ્યો છે. ત્યાં હું હંમેશાં જઉં છું અને મારા પોતાના હાથે તેઓને ભોજન કરાવું છું. મારી જાતે તેમને જમાડયા સિવાય મને સંતોષ થતો નથી.

અજય૦—માનસી! તમારૂં જીવન ધન્ય છે. માનસી! આજ હું તમારી પાસેથી વિદાય થવાની રજા લેવાને આવ્યો છું.

માનસી—કેમ? કયાં જવાના છો?

અજય૦—યુદ્ધમાં.

માનસી—હેં! ક્યારે જવાના છો?

અજય૦—કાલ સવારે.

માનસી—પાછા ક્યારે આવશો?

અજય૦—તેનું તો નક્કી નહિ. પાછો આવીશ કે કેમ એ પણ એક સવાલ છે.

માનસી—કેમ?

અજય૦—યુદ્ધમાં કદિ ખપી જાઉં તો?

માનસી—ઓહ! (શિર નીચું ઢાળે છે.)

અજય૦—માનસી! જો હું પાછો ન આવું તો?

માનસી—તો શું?

અજય૦—તો તમને દુઃખ થશે યા નહિ?

માનસી—થશે.

અજય૦—આટલી બધી ઉદાસીનતા! માનસી! તમે જાણો છો, કે—

માનસી—હું શું જાણું છું, અજય?

અજય૦—એ, કે હું તમને ચાહું છું. તમારા પર મારો કેટલો બધો પ્રેમ છે!

માનસી—હા. એ તો હું જાણું છું, કે મારા પર તમારો બહુ જ પ્રેમ છે.

અજય૦—તો શું મારા પર તમારો પ્રેમ નથી?

માનસી—છે.

અજય૦—નહિ, તમારો પ્રેમ કોઈ બીજા ઉપર છે.

માનસી—કોઇ એક ઉપર નહિ, મનુષ્યમાત્ર ઉપર છે.

અજય૦—નિષ્ઠુર!

માનસી—કેમ અજય! શું તમે એમ ઇચ્છો છો, કે હું કેવળ તમારા જ પર પ્રેમ રાખું અને બીજા કોઇને પણ ન ચાહું? શું તમે એકલા જ મારા સમસ્ત હૃદય-પ્રદેશ પર આધિપત્ય સ્થાપવા ઇચ્છો છો? કેવા સ્વાર્થપરાયણ!

અજય૦—માનસી! શું તું હજી સુધી આટલી બધી અજાણ અને અબુધ છે?

માનસી—તમે તિરસ્કાર કરો છો, પણ એમાં મારો શો અપરાધ છે, અજય? શું મનુષ્ય માત્ર પર પ્રેમ રાખવો એ અપરાધ છે? જો એમ જ હોય તો તે બદલ મને શિક્ષા કરો. હું તે ભોગવવાને તૈયાર છું.

અજય૦—તને શિક્ષા-અને તે કરનાર હું?

માનસી—હા, તમે શિક્ષા કરો. અજય! આજે તમે યુદ્ધમાં જાઓ છો. એ યુદ્ધમાં તમે જેટલી વધારે હત્યા કરશો તેટલી લોકો તમારી અધિક પ્રશંસા કરશે, અને તેજ ન્યાયે હું જેટલો અધિક પ્રેમ કરીશ તેટલીજ વધારે અપરાધી ગણાઈશ, નહિ વારૂ?

અજય૦—માનસી! તમે સમસ્ત વિશ્વ પર પ્રેમ કરો, તમારા ઉદાર હૃદયમાં આખા જગતને ભરી લ્યો. હવે હું તમને કશું જ નહિ કહું. મૂર્ખ જ.હું કે તમારા આવા આકાશવત ઉન્નત અને વિશાલ હૃદયને મારા આ તુચ્છ અને સંકુચિત. હૃદયમાં ધારણ કરવાની ઈચ્છા ધરાવું છું. મને માફ કરો. માનસી! હવે મને વિદાય થવાની રજા આપો.

માનસી—ઠીક અજય! જાઓ. સમસ્ત વિશ્વ પર અન્યાય અને અત્યાચાર વ્યાપી રહ્યા છે, તેને દૂર કરવાને માટે કોઈ કોઈ સમય પર યુદ્ધ કરવાનું અનિવાર્ય થઈ પડે છે. પરન્તુ યુદ્ધ એ ઘણું જ નિષ્ઠુર કામ છે. તેમાં બની શકે ત્યાંસુધી પોતાની જાતને પવિત્ર રાખવી.

(અજયસિંહ જાય છે.)

માનસી—જાઓ અજય, તમે રણક્ષેત્રમાં જાઓ. મારી શુભેચ્છાઓ તમારી કવચની માફક રક્ષા કરો. પરન્તુ જે લોકો યુદ્ધમાં માર્યા જશે તેઓનું શું થશે? શું તેઓની સ્ત્રીઓ, માતાઓ અને કન્યાઓ પણ બરાબર આ જ પ્રમાણે તેઓના

કલ્યાણ અર્થે પરમેશ્વરને પ્રાર્થના કરતી નહિ હોય ? ન જાણે તેમાંથી કેટલીએ પ્રાર્થનાઓ નિષ્ફળ થશે અને કેટલીએ સાધનાઓ વ્યર્થ નીવડશે. શું એનું કોઈ પ્રતિવિધાન નથી ? ( સજલ નેત્રે આકાશ પ્રતિ નિહાળે છે. થોડી વાર પછી તેના મુખ પર પ્રસન્નતા છવાઇ જાય છે અને એકદમ તાળી વગાડી કહે છે )—ઓહો ! હું પણ મારૂં કર્તવ્ય કરીશ. જેઓ યુદ્ધમાં મરી જશે તેઓને તો હુ કોઈપણ પ્રકારની સહાય કરી શકીશ નહિ, પરન્તુ જેઓ ઘાયલ થશે તેઓની તો સારવાર કરી શકીશ. બસ, હું એ જ કામ કરીશ. એમ કરવામાં શી હરકત છે ? એજ કરીશ.

( રાણી રૂકિમણિ પ્રવેશ કરે છે. )

રાણી—માનસી ! તેં કંઈ સાંભળ્યું ?

માનસી—શું ?

રાણી—કે, તારા પિતા યુદ્ધમાં ગયા છે.

માનસી—હા, સાંભળ્યું છે.

રાણી—યુદ્ધ કરવા યુદ્ધ ! મોગલોની સામે યુદ્ધ કરવા-એમ સાંભળ્યું છે શું ?

માનસી—હા, એમ સાંભળ્યું છે.

રાણી—વાહ ! કેવી ઉદાસીન ભાવે જવાબ દઇ રહી છે ! ‘ હા સાંભળ્યું છે, ’-જાણે નવનીત ખાવા સમાન મધુર–સુકોમલ સમાચાર ! ખબર છે, કે યુદ્ધમાં અનેક મનુષ્યો મરે છે ?

માનસી—મરે.

રાણી—‘ મરે ’ શું ? નક્કી મરે જ છે. વધારામાં આ તો

પાદશાહના સૈન્યની સાથેનું યુદ્ધ છે. આ વખતે સઘળું ગયું જ જાણો. જે લોકો યુદ્ધમાં ગયા છે તે તો મરશે જ, પરન્તુ જેઓ ઘેર રહ્યા છે તેમનીયે કોણ જાણે કેવી દશા થશે.

માનસી—પણ મા, તેમાં હું શું કરૂં ?

રાણી—મેં તારા વિવાહની વાતચીત નક્કી કરી રાખી હતી, પણ હવે વિવાહ કરવાનો અવકાશ મળે તેમ નથી. આવા અવ્યવસ્થા અને ધાંધલના સમયમાં તે કંઇ વિવાહ થાય?

માનસી—ન થાય.

રાણી—ન થાય ? જો વિવાહ નહિ થાય તો શું થશે ?

માનસી—સારૂં થશે.

રાણી—શું એમ તે કદિ બને ? શું દીકરી માણસને તે કંઈ પરણાવ્યા વગર ચાલે ? જોધપુરના રાજકુમાર સાથે તારા લગ્નની વાતચીત નક્કી કરી દીધી હતી. પણ હવે લગ્ન થઇ શકશે નહિ. યુદ્ધમાં સઘળા મરશે-સર્વસ્વ જશે-સઘળું જ બગડી ગયું. વિવાહ કર્યા પછી યુદ્ધ જગાડયું હોત તો થઇ જાત; પણું રાણાજીએ મારી વાત સાંભળી જ નહિ.

માનસી—મા ! લગ્નને માટે ચિંતા કરવાની જરૂર નથી. લગ્નથી પણ એક મહાન્ કાર્ય કરવાનો મેં નિશ્ચય કર્યો છે.

રાણી—કયું ?

માનસી—સમરાંગણમાં જવાનું.

રાણી—આ તું શું બોલે છે ?

માનસી—હા. એમજ. મા, તમેજ હમણાં કહેતાં ન હતાં

કે યુદ્ધમાં ઘણાં મનુષ્યો મરે છે? જેઓ મરી જશે તેમને તો હું કોઇ રીતે ઉપયોગી થઇ શકીશ નહિ, પરન્તુ ઘાયલ થયેલાઓને તો હું સહાયભૂત થઈ શકું.—તેમની હું સેવા કરીશ.

**રાણી**—ગજબ! તેં તો આડો આંક વાળ્યો, દીકરી! મને લાગે છે, કે અજય જ તારા દિલમાં આ ભૂત ભરાવી ગયો છે.

**માનસી**—ના, એમાં તેનો કાંઇ જ દોષ નથી. માજી! અજય લોકોનો વધ કરવાને જાય છે જ્યારે હું તો રક્ષા અર્થે જવાની છું.

**રાણી**—ના. એમ તે કદિ બનતું હશે?

**માનસી**—બને. ઘણી ખુશીથી બને.

**રાણી**—નહિ. તને જવા દેવામાં આવશે નહિ.

**માનસી**—માજી! આપ નિશ્ચિન્ત રહો. હું તો જરૂર જઈશ જ. તમે જાણો જ છો, કે જ્યારે કર્તવ્યનો સાદ મને પુકારી રહ્યો હોય છે ત્યારે હું બીજું કંઈ પણ સાંભળી શકતી જ નથી. માજી! આપ પધારો. હું હવે જવાની તૈયારી કરીશ.

**રાણી**—કોની સાથે જઇશ?

**માનસી**—અજયસિંહના સૈન્યની સાથે.

**રાણી**—જોયું! જે હું ધારતી હતી તે જ નીકળ્યું. આવા વખતે રાણાજી પણ અહીં નથી. હવે આને કોણ સમજાવે, કે તું આ ઠીક કરતી નથી?

**માનસી**—જો કદાચ મારા પિતાજી અહીં હોત તો તેઓ

કદિ પણ મારા આ કામને આડે આવત નહિ. તેમને હું બહુ જ સારી રીતે ઓળખું છું. તે ઘણા જ દયાળુ હૃદયના છે.

**રાણી**—તે તને કોઈપણ કાર્ય કરતાં અટકાવતા નથી તેથી જ તું આ પ્રમાણે મનસ્વી બની ગઈ છે. હવે જરૂર જ પાયમાલી થવા બેઠી છે. મને તો લાગે છે, કે કોઈ એક મહાન્ આફત જરૂર જ આવી પડશે.

**માનસી**—માજી ! તમે લેશ પણ ચિન્તા કરતાં ના. મનુષ્ય મનુષ્ય પરનો અત્યાચાર મારાથી બની શકશે તેટલે દરજ્જે ઓછો કરીશ. માજી ! હવે જાઓ. એમાં ફિકર કરવા જેવું કંઈ જ નથી.

**રાણી**—હવે પૂરેપૂરો કલિયુગ આવી પહોંચ્યો !

( રાણી જાય છે. )

**માનસી**—મારા દિલમાં આ ઇચ્છા કોણે ઉત્પન્ન કરી ? આરંભમાં જે જ્યોતિ મારા અંતઃકરણના એક ખૂણામાં ઝગમગી રહી હતી તે અત્યારે તેના પૂર્ણ પ્રકાશ સહિત સમસ્ત હૃદયમાં વ્યાપી રહી છે. આ એક નૂતન ઉત્સાહ છે ! પરમ આનંદ છે ! આની આગળ વિવાહનું સુખ તે કોણ માત્ર !—



## પ્રવેશ સાતમો.

સ્થળ—મેવાડની રણભૂમિ.

સમય—સન્ધ્યા.

( હિદાયતઅલી અને હુસેન તંબુમાં બેઠા બેઠા વાતો કરે છે. બહારની બાજુએ યુદ્ધનો કોલાહલ મચી રહ્યો છે. તંબુના દ્વાર પર બે સિપાઇઓ ઉઘાડી તલવારે ઉભા છે. )

હિદાયત૦—હુસેન ! મેવાડનું લશ્કર કેટલું હશે તેનો કંઈ અંદાજ કરી શકે છે ?

હુસેન૦—આશરે પચાસ હજાર હશે.

હિદાયત૦—એમ! લેકિન હજી સુધી રાજપૂતો નાસભાગ કરતા જણાતા નથી.

હુસેન૦—ના, જનાબ !

હિદાયત૦—બડી ફજરથી લડી રહ્યા છે; તોય હજી નાસતા જણાતા નથી ?

હુસેન૦—ના. તેઓએ તો લડવાનો કંઈક મક્કમ ઠરાવ કર્યો હોય એમ લાગે છે.

હિદાયત૦—તેઓ કંઈક કંઈક લડવાનું જાણતા હોય એમ જણાય છે.

હુસેન૦—જી હા, દેખાવ તો કંઈક એવો જ નજરે આવે છે.

હિદાયત૦—આ રણહાક તો રાજપૂતોની જ કાને પડે

છે. આપણા સિપાઇઓ તો કંઈ અવાજ બવાજે કરતા લાગતા નથી. તેઓ લડે છે તો ખરાને ?

**હુસેન૦**—લડે કેમ નહિ? જરા એક વાર બહાર નીકળી આપ ખુદ જાતે જ જોઈ લ્યો તો ? કેમકે આપ તો સિપહસાલાર છો.

**હિદાયત૦**—અલબત્ત, હું સિપહસાલાર છું. પરન્તુ મારે પોતાને તો તંબુની બહાર નીકળવાની જરૂર જ નહિ પડે. મારો સાળો ઇનાયતખાં એકલો જ એ કાફરોને પૂરો પડી શકે એમ છે તો પછી મારી સામે ઉભા રહેવાનો તો બિચારાઓનો વારો જ કયાં આવે એમ છે, હુસેન !

**હુસેન૦**—એ તો ઠીકજ છે, જનાબ ! પણ જુઓ, આ ફરીને પણ રાજપૂતોની જ વીરહાક કાન પર અથડાયાં કરે છે. વળી આ તેમનો જ અવાજ આવ્યો. જનાબ ! મામલો કંઇ સારો જણાતો નથી.

**હિદાયત૦**—જરા બહાર જઈ જુઓ તો ખરા, કે શું ચાલી રહ્યું છે.

**હુસેન૦**—જેવો હૂકમ. (જવા માંડે છે.)

**હિદાયત૦**—અરે ! ના, તમે અહીં જ રહો. મને બચપણથી જ એ બહુ ખરાબ આદત પડી ગઈ છે કે હું એકલો તો રહી શકતો જ નથી. બહુ જ ખરાબ આદત !

**હુસેન૦**—ખરે ! એને ખરાબ આદત સિવાય બીજું કંઈ કહી શકાય એમ છે જ કયાં ?

હિદાયત૦—એ જુઓ, વળી પાછો શોર મચી રહ્યો.

હુસેન૦—આ તો છેક જ નજીકમાં હોય એમ જણાય છે.

હિદાયત૦—શું કહ્યું ?

હુસેન૦—જનાબ ! કંઈ ઠીક હોય એમ જણાતું નથી.

હિદાયત૦—હેં ! શું કહો છો ? (કહી હુસેનને વળગી પડે છે.)

(એક લશ્કરી સિપાઈ પ્રવેશ કરે છે.)

હિદાયત૦—કેમ ? શા સમાચાર છે ?

સિપાઈ—ખુદાવંદ ! ફોજદાર શમશેરખાં માર્યા ગયા.

હિદાયત૦—હેં !

હુસેન૦—અને બાકીના બીજા અમલદારો ?

સિપાઇ—લડી રહ્યા છે.

હિદાયત૦—ઇનાયતખાં તો જીવતા છે ને !

સિપાઇ—જી હા, હુજૂર.

હુસેન૦—અચ્છા, જાઓ.

(સિપાઈ જાય છે.)

હિદાયત૦—આ તો કોઇ ખરેખર જ ખરાબી થવા બેઠી લાગે છે. હુસેન ! ખરે જ, કાંઈ મુશ્કેલીમાં આવી પડીએ એમ જણાય છે.

હુસેન૦—કંઇક એમ લાગે છે તો ખરૂં. તે દિવસે આપ કહેતા હતા, કે મેવાડ જીતવું એ એક ચપટી વગાડવા જેવું સહેલું કામ છે. પણ હવે તો હુજૂરના સમજવામાં આવી ગયું હશે, કે એ કામ બહુ મુશ્કેલ છે. આપના તાબેદારનું કહેવું

બાજણી હતું એમ હવે અત્યારે તો ખુલ્લે ખુલ્લું જણાઈ આવે છે ને ? વળી જુઓ, એ કેટલા વધારે નજીક આવતા જાય છે.

હિદાયત૦—ખરેખર ! આ લડાઇમાં શું થશે તે કંઈ કહી શકાતું નથી.

હુસેન૦—કંઈએ કહી શકાય તેમ નથી, જનાબ !

( બીજો એક સિપાઇ પ્રવેશ કરે છે. )

હિદાયત૦—શી ખબર લઈ આવ્યો છે ?

સિપાઇ—પાદશાહી ફોજ ડાબી બાજુથી નાસભાગ કરી રહી છે.

હિદાયત૦—હેં ! એ શું ?

હુસેન૦—શું આ કોલાહલ તેનો છે ?

સિપાઈ—જી હુજૂર !

( સિપાઈ જાય છે. )

હુસેન૦—સિપહસાલાર સાહેબ ! આપ એક વાર જરા તંબુની બહાર તો નીકળો. આપને જોતાંની સાથે જ સિપાઇ-ઓના જુસ્સામાં અને હિંમતમાં વધારો થશે. આપ તો સિપહ-સાલાર છો. જરા બહાર તો નીકળો જનાબ !

હિદાયત૦—આગ લાગે એ સિપહસાલારપણામાં ! હવે તો છાલ છોડ. ( વદન નિરાશાસૂચક બનાવે છે. )

( ત્રીજો સિપાઇ પ્રવેશ કરે છે. )

સિપાઈ—ખુદાવન્દ ! ઈનાયતખાં માર્યા ગયા.

હિદાયત૦—હેં ! આ તું શું કહે છે ! એમ તે કદિ બને ! હેં-આ ગગનભેદી જયનાદ એ કાફરોનો જ હોય એમ જણાય છે ! આ તો છેક જ નજીક આવી પહોંચ્યા !

હુસેન૦—જનાબ ! આપ એક વાર જરા બહાર તો નીકળો.

હિદાયત૦—હવે વખત જ ક્યાં છે ? આ સાંભળો છો ને ?

હુસેન૦—જી હા, સાંભળું છું. કોલાહલ એક સરખો વધતો જ ચાલે છે. લ્યો, આ તો હાથવેંતમાં જ આવી ગયા.

( ચોથો સિપાઈ પ્રવેશ કરે છે. )

સિપાઇ—પાયમાલ !

હિદાયત૦—એ તો હુ પહેલેથી જ જાણતો હતો. દુસરા કુછ ?

હુસેન૦—હવે ' દુસરા કુછ ' જેવું રહ્યું છે જ શું ? સઘળું જ નાશ પામ્યું પછી શું બાકી રહ્યું ?

સિપાઈ—આપણું સઘળું જ લશ્કર નાસભાગ કરી રહ્યું છે, અને રજપૂતો જોશભેર આગળ ધસતા આવે છે.

હિદાયત૦—હુસેન ! દુશ્મનો આવી પહોંચ્યા જણાય છે.

( નેપથ્યમાંથી " નાસો—નાસો " એવો અવાજ આવે છે. )

હિદાયત૦—કીસ તરફ ?

હુસેન૦—આ તરફ ( કહી નાસે છે. )

( હુસેન એક તરફ તો હિદાયતખાં ગભરાટમાં બીજી તરફ નાસે છે. એટલામાં તેને ગોળી વાગે છે અને જમીન ઉપર પડી જાય છે. કેટલાક રાજપૂતોની સાથે ત્યાં મોગલોના વાવટા સહિત અજયસિંહ પ્રવેશ કરે છે. )

અજય૦—જય ! મેવાડના રાણાની જય !

રાજપૂતો—જય ! મેવાડના રાણાની જય !

હિદાયત૦ ( બે હાથ ઉંચા કરીને )—દોહાઇ ! મને મારી નાખતા નહિ. હું અહીં મુઓ જ પડયો છું. મને મારી નાંખશો નહિ, કેદ કરી લ્યો.

અજય૦—તું કોણ છે ?

હિદાયત૦—હું મોગલ શહેનશાહની ફોજનો સિપહ-સાલાર છું.

અજય૦—સિપહસાલાર ! સિપહસાલાર ! અત્યારે રણક્ષેત્રને બદલે તંબુમાં કયાંથી ?

હિદાયત૦—હ—હ........અ........હેં ? એની એક ઘણી મોટી વાત છે. પણ અત્યારે યાદ આવતી નથી. મને મારી નાંખશો નહિ. જાન બચાવો.

અજય૦—'જાન બચાવો' ? જુઓ આ ગીધડાં ભેગાં થયાં છે મેવાડ જીતવાને તે ! ડર નહિ, જીવતો રાખીશું. આ મેવાડની જયઘોષણા સમસ્ત રાજપૂતાનામાં થવાદો.

હિદાયત૦—હાં, થવાદો. કાંઈ જ હરકત નહિ.

( પોતાના સૈનિકોની સાથે અજયસિંહ જાય છે. )

હિદાયત૦—જાન બચી—ઈ—ઈ—ઈ ! પાણી ! પાણી ! પાણી !



## પ્રવેશ ચાલુ.

### દૃશ્યાન્તર.

સ્થળ—રણભૂમિ.

સમય—મધ્યરાત્રિ.

( ઠેર ઠેર મરેલાં અને ઘવાયેલાં પડેલાં છે. કેટલાક સૈનિકો સાથે માનસી તે સ્થળમાં ફરી રહી છે. કોઇ કોઈ સૈનિકે હાથમાં મશાલ ઝાલેલી છે. )

**માનસી૦**—જુઓ, કેટલાક પેલી બાજુએ જાઓ. હું અહીં તપાસ કરૂં છું.

( કેટલાક રાજપૂત સૈનિકો જાય છે. )

**માનસી૦**—અહા હા ! ચારે તરફ કેટલી હત્યા ! કેવો આર્ત્તનાદ ! કેવું કરુણ દૃશ્ય ! પ્રભો ! શું તારા રાજ્યમાં એવો નિયમ છે, કે મનુષ્ય મનુષ્યને ખાય ! શું માનવ હૃદયમાંની આ રક્તપિપાસા કદિ પણ તૃપ્ત થશે નહિ ! શું પૃથ્વીમાંથી કદિ પણ આ ખુનામરકીનો અંત આવશે નહિ ! મનુષ્ય બેધડક મનુષ્યની હત્યા કરે છે, અને દયાનિધે ! તે સઘળું શાન્ત ચિત્તે બેઠાં બેઠાં તું જોયા જ કરે છે ! નીલ આકાશને ભેદી સમસ્ત વિશ્વમાં પાપનો વિકટ અને ભૈરવ વિજય-હુંકાર ગાજી ઉઠયો છે, તોપણ તું તેના કંઠને પીસી દબાવી મારતો નથી ! આ કેવું ભીષણ, કરુણ અને મર્મભેદી દૃશ્ય ! આ અસંખ્ય મૃતદેહ—જોયું જતું નથી ! આ ઘાયલોનો આર્ત્તનાદ—સૂણ્યું જતું નથી !

**૧લો ઘાયલ**—મરી ગયો રે !

**માનસી**—જોઉં ભાઈ ! તને કયાં વાગ્યું છે ? આહા ! બિચારાની શી દશા થઈ છે !

**૧લો ઘાયલ**—અહીંયાં, અહીંયાં. તમે કોણ છો ?

**માનસી**—બોલવું ચાલવું નહિ. છાનામાના પડી રહો. ( ઘા ઉપર પાટો બાંધે છે અને એક સૈનિકને ઇશારો કરે છે. તે એક પ્યાલો લાવી આપે છે તે લઇ માનસી એ ઘાયલને કહે છે. ) કંઈ ભય રાખવા જેવું નથી. લ્યો, આ દવા પી જાઓ.

( ૧લો ઘાયલ દવા પી જાય છે. નજીક બીજો ઘાયલ ચીસ પાડી ઉઠે છે, તે સાંભળી તેની પાસે જઇ કહે છે ) શાન્ત થાઓ. બોલો નહિ. તમારી સારવારને માટે બંદોબસ્ત કરૂં છું. ( એક રાજપૂત સૈનિકને, ઈશારો કરે છે. તેના ગયા પછી તે બીજા ઘાયલને કહે છે ) તમે અહીં છાનામાના પડી રહેજો. હું હમણાં આવું છું.

**૩જો ઘાયલ**—હાય ! વેદના અસહ્ય થઇ પડી છે. પ્રભો ! હવે તો છૂટકો થઈ જાય તો સારૂં. મૃત્યુ ! મૃત્યુ ! તું જલદી આવી ભેટ ! તું જ સુખનું ધામ અને દુઃખનો વિરામ છે.

**માનસી**—( આ ત્રીજા ઘાયલ પાસે જાય છે અને તેને તપાસીને કહે છે ) હજી આમનામાં જીવ છે. ( એક સૈનિકને ) આમની સંભાળ રાખો.

**હિદાયત૦**—તરસ ! તરસ ! પાણી ! પાણી !

**માનસી**—( હિદાયતખાંની પાસે જાય છે અને એક સૈનિક પાસેથી પાણીનું પ્યાલું લઈ તેની સામે ધરી કહે છે. ) લ્યો આ, પાણી પીઓ.

**હિદાયત૦**( પાણી પીને )—યા અલ્લાહ ! મરતાં તો બચ્યા !

( કેટલાક સૈનિકોની સાથે અજયસિંહ પ્રવેશ કરે છે. )

**અજય૦**—આ ઘોર અંધકારની વચ્ચે તમે કોણ છો ?— મેવાડની રાજકન્યા ?

**માનસી**—કોણ ? અજય ?

**અજય૦** ( પાસે આવીને )—હા, માનસી.

**માનસી**—અજય ! તમારા સૈનિકોને કહો, કે તેઓ ઘાયલ થયેલાની સેવા કરવામાં અમને સહાય કરે. અમે સંખ્યામાં ઓછાં છીએ.

**અજય૦**—તેમને શું કામ કરવાનું ?

**માનસી**—ઘવાયેલાને ઉપાડી ઉપાડી સેવા-શિબિરમાં લઈ જવાનું.

**અજય૦**—વારૂ સૈનિકો ! આ ઘાયલોને ઉઠાવી લઈ જવાનો પ્રબન્ધ કરો. ( સૈનિકો જાય છે. )

**માનસી**—કેવો આનંદ અજય !

**અજય**—કેવી જ્યોતિ માનસી !

**માનસી**—ક્યાં ?

**અજય૦**—તમારા મુખ પર. આ વિકટ આર્ત્તનાદની ભૂમિમાં, આ મૃત્યુના લીલાક્ષેત્રમાં, આ ભયાનક સ્મશાનમાં, આ નક્ષત્રપૂર્ણ રાત્રિના અંધકારમાં આ કેવું અનુપમ જ્યોતિ ! ! વાવાઝોડાથી વિક્ષુબ્ધ એવા સમુદ્રની ઉપર પ્રભાતના સૂર્યસમ, ઘનશ્યામ મેઘાન્તરે સ્થિર નીલ આકાશ સમ, દુઃખની ઉપર કરુણા સમ—આ કેવી મૂર્તિ ! આ સૌન્દર્ય, આ મહાનુભાવતા ! આશ્ચય !–મહાન્ અલૌકિક–માનસી ! ( હાથ પકડે છે. )

**માનસી**—અજય !

---

# પ્રવેશ આઠમો.

---

**સ્થળ—ઉદયપુરનો રાજમાર્ગ.**

**સમય—પ્રભાત.**

(**ચારણવૃંદ** ગાતાં ગાતાં પ્રવેશ કરે છે. પાછળથી **અમરસિંહ, ગોવિંદસિંહ, અજયસિંહ,** અન્યાન્ય સામંતગણ અને સૈન્ય પ્રવેશ કરે છે)

## ગીત.

( રાગ આશાવરી. )

જાગો પુરવાસી નરનારી.

સમર જીતી જુઓ આવે અમર નૃપ,
રાખી લાજ તમારી—જાગો.

સૂર્યકૂળ નિકંદન કરવા, યવન સૈન્ય આવ્યું ભારી;
ગયો શત્રુ કેવળ કરી રંજન, આપણી તેગ કટારી—જાગો.

ગર્વ કરી ગંજન દુશ્મનનો, આ જો આવે રણધારી;
જળહળ જો મેવાડ મહિ આ, ગૌરવ દીધું વધારી—જાગો.

મંગળ દિન મેવાડ તણો આ, જય ગાઓ ઉચ્ચારી;
પડયા ભૂમિ રણવીરો માટે, સારો અશ્રુવારી—જાગો.

---

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ – આગ્રામાં રાજા સગરસિંહનો મહેલ.

સમય––સવાર.

(રાજા સગરસિંહ અને અરૂણસિંહ વાતો કરી રહ્યા છે.)

સગર૦—અરૂણ ! દેવારના યુદ્ધમાં મોગલ સૈન્યને અમરસિંહે ઘાસની પેઠે કાપી નાંખ્યું એ ઘટના કંઈક અજાયબ જાદુભરી લાગે છે !

અરૂણ૦—ધન્ય છે રાણા અમરસિંહને !

સગર૦—એ અમરસિંહ બાળપણમાં ઘણો જ મનમોજી હતો અને ખેલ, તમાશા તેમજ એશઆરામમાં રચ્યો પચ્યો રહેતો હતો. એવું કોણ ધારી શકતું હતું, કે મોટપણે તે આવો બહાદૂર નીવડશે !

અરૂણ૦—દાદાજી ! મહર્ષિ વાલ્મિક પણ પૂર્વાવસ્થામાં લૂટારા જ હતા.

સગર૦—મહર્ષિ વાલ્મિક કોણ ? તુલસીદાસના છોકરા ?

અરૂણ૦—દાદાજી ! શું આપે મહર્ષિ વાલ્મિકનું નામ સાંભળ્યું નથી ? એમ તે હોઈ શકે ! તે એક મહાન્ ઋષિ હતા.

સગર૦—એમ કે ? હાં ! હાં ! એમને જોયા છે તો ખરા,

પણ અત્યારે કંઈ ખ્યાલમાં આવતું નથી !

અરુણ૦—આપે ક્યાંથી જોયા હોય ! એ તો ત્રેતાયુગમાં થઈ ગયા.

સગર૦—કયા યુગમાં ?

અરુણ૦—ત્રેતાયુગમાં.

સગર૦—હાં ! ત્યારે આ તો મારા જન્મ્યા પહેલાં ! પણ તેમનું નામ તો સાંભળ્યું છે. સંભળાય છે, કે તે બહુ રસિક પુરૂષ હતા !

અરુણ૦—શું બોલો છો દાદાજી ! એમણે તો 'રામાયણ' લખી છે.

સગર૦—એમ કે ! 'રામાયણ' લખી છે ! હાં, પુસ્તક તો સારૂં.

અરુણ૦—છટ્ દાદાજી ! આપે 'રામાયણ' વાંચી જ નથી ? ભગવાન રામચંદ્ર આપણા પૂર્વપુરૂષ હતા. આપ તેમના સંબંધમાં કશું જ જાણતા નથી ! છીત !

સગર૦—અરે ! વાંચે તે શી રીતે ? યુદ્ધ કરતાં કરતાં આખી જીંદગી ચાલી ગઈ. વાંચવાનો વખત જ ક્યાં મળ્યો છે ?

અરુણ૦—શું આપે કોઈ દિવસ યુદ્ધ પણ કર્યું છે કે ?

સગર૦—ઓહો હો યુદ્ધ ? અરે ! મેં તો મહાન યુદ્ધ કર્યાં છે. અહો હો ! તે સમયે તારો જન્મ પણ ન્હોતો.

અરુણ૦—પણ કોની સાથે ?

સગર૦—હં ! એ જ એકલું યાદ નથી; પણ હા, લડયો હતો એટલું તો ચોકસ જ યાદ છે. તે વખતે તારી મા–

અરુણ૦ ( વચમાં )—મારી મા ક્યાં છે દાદાજી ?

સગર૦—તે કોઈ જ જાણતું નથી કે તે ક્યાં છે. એક દિવસ સવારમાં ઉઠતાંની સાથે જ તે ' મેવાડ–મેવાડ ' પોકારી ઉઠી. તે પછી સાયંકાળે અમે તેને ઘણી જ શોધી પણ ક્યાંએ તેનો પત્તો લાગ્યો નહિ.

અરુણ૦ - અને મારા પિતાજી ?

સગર૦—એ તો મૂળથી જ ચક્રમ જેવા હતા. એક વખત મહારાજ ગજસિંહની સાથે તે ગુજરાત જીતવા ગયા અને ત્યાં જ પૂરા થયા.

અરુણ૦—મને લાગે છે, કે મારી મા ગમે ત્યાં મેવાડમાં જ હોવી જોઇએ.

સગર૦—એમ પણ હોય.

અરુણ૦—દાદાજી ! આપ મેવાડ છોડી અહીં કેમ આવ્યા ? જુઓને, આપના ભાઇ મહારાણા પ્રતાપસિંહે પોતાના દેશની ખાતર પ્રાણ આપ્યા.

સગર૦—તેમાં તો બિચારો નાની ઉમ્મરમાં માર્યો ગયો. પણ એમાં મારો કંઇ દોષ નથી. મેં એને તેમ ન કરવા ઘણુંયે સમજાવ્યો હતો; પણ તેણે તો મારૂં માન્યું જ નહિ ને !

અરુણ૦—પણ, આજકાલ તો વાટે-ઘાટે સર્વ સ્થળે ભાટચારણો તેમનાં જ યશોગાન ગાતા ફરતા સંભળાય છે.

સગર૦—ઉંહુ ! એમાં શું વળ્યું ? મરી તો ગયો જ ને ? પોતાનો જીવ તો ખોઇ જ બેઠો ને ? ગમે એટલાં ગાન ગવાય તોપણ તે જાતે તો અત્યારે અહીં આવી સાંભળી શકે એમ છે જ નહિ. મને સારી રીતે યાદ છે, કે એક દિવસ, જ્યારે હું અને પ્રતાપ બન્ને નાના હતા ત્યારે, એક નોળીઓ અને સાપ લડી રહ્યા હતા. મેં કહ્યું નોળીઓ જીતશે, પણ પ્રતાપે તે માન્યું નહિ. સાપના શિર પર ચોટ લગાવી નોળીઓ કદિ આ તરફ તો કદિ બીજી તરફ સપાટો લગાવતો હતો, અને સાપ ફુંફાડા મારતે મારતે ફેણુ ફટકારતો હતો. અન્તે એવું બન્યું, કે નોળીયાના દાંત સાપના માથામાં પૂરેપૂરા પેસી ગયા અને સાપ માત્ર પૃથ્વી પર શિર પટકી પટકી મરી ગયો. ભાઇ ! નોળીયાનું તો એ કામ જ છે, કે સાપને મારી નાંખવો. સાપ તેની સામે કેટલી ટક્કર ઝીલી શકે ? આમ સમજીને જ મેં નોળીયાનો પક્ષ લીધો હતો અને પ્રતાપે વગર વિચારે જ સાપનો પક્ષ લીધો. અત્યારે પણ એ જ હકીકત છે.

અરુણ૦—પણ દાદાજી આ દેવારના યુદ્ધમાં ?

સગર૦—અરે ભાઇ ! એ રહ્યા રક્તબીજનો વંશ, ક્યાં સુધી કાપશો ? જેમ જેમ કાપતા જશો તેમ તેમ તેઓ ઘણી મોટી સંખ્યામાં હિંદુઓના મુસલમાન બનાવશે અને વળી પાછા સામે આવી ખડા થશે. હિંદુઓ કંઈ એ રીતે મુસલમાનોને હિંદુ બનાવશે નહિં. શું હિંદુઓ મુસલમાનોને હિંદુ બનાવશે ? જેઓ એક વાર ગમે તેવા સંયોગોમાં મુસલમાન

થઇ જાય છે તેમને પણ તેઓ ફરીને કોઇ પણ રીતે હિન્દુ બનાવતા નથી. બસ, આ જ સ્થળે હિન્દુઓ ભૂલ કરે છે.

અરુણ૦—કેવી રીતે ?

સગર૦—જો ને, તારા મામા મહોબ્બતખાં કેટલી સહેલાઈથી મુસલમાન થઈ ગયા. શું તેમનો અબદુલ્લા એટલી સહેલાઈથી હિન્દુ થઇ શકશે ? તે તો કદિ પણ હિન્દુ થઇ શકવાનો જ નહિ.

અરુણ૦—ત્યારે દાદાજી ! આપ પણ મુસલમાન કેમ ન થઇ ગયા ?

સગર૦—માત્ર એટલું જ કરવાનું દાદાજીમાં સાહસ ન હતું. મારા પુત્રમાં અસીમ સાહસ હતું. તેણે જરા પણ આનાકાની કરી નહિ. આમ છતાં તેના માટેનું કેટલુંક કામ તો મેં જ પ્રથમથી કરી રાખ્યું હતું. મેં જ તેના માર્ગને અગાઉથી સરલ કરી મૂક્યો હતો. જો હું સાહસ ખેડી મોગલોના પક્ષમાં ભળ્યો હોત નહિ તો મહોબ્બતખાં મુસલમાન થવાનું સાહસ કદિ પણ કરી શકત નહિ.

અરુણ૦—શાબાશ ! કેવું સાહસ ! દાદાજી ! આપે પણ મુસલમાન થવું ઉચિત હતું. હિન્દુ થઇ જેણે 'રામાયણ' વાંચી નથી તેને માટે તો મુસલમાન થવું એ જ યોગ્ય છે.

સગર૦—જોઇ તારી 'રામાયણ' ! એમાં તે વાંચવા જેવું શું ભર્યું છે ? કેવળ ગાંજાખોરનાં ગપ્પાં છે.

[ મોગલસેનાપતિ સૈયદ અબ્દુલ્લા પ્રવેશ કરે છે. ]

**સગર૦**—આદાબ, અબ્દુલ્લા સાહેબ !

**અબ્દુલ્લા૦**—બન્દગી, રાણા !

**સગર૦**—રાણા કોણ છે ?

**અબ્દુલ્લા૦**—કેમ ? આપ.

**સગર૦**—ભલા, હું કયાંનો રાણો ?

**અબ્દુલ્લા૦**—મેવાડના.

**સગર૦**—કેવી રીતે ? મેવાડના રાણા તો અમરસિંહ છે.

**અબ્દુલ્લા૦**—પણ, પાદશાહ સલામતે આજથી આપને મેવાડના રાણાનું પદ નવાજ્યું છે.

**સગર૦**—એટલે ?

**અબ્દુલ્લા૦**—તેમનું ફરમાન છે, કે આપે કાલે ચિતોડ જવું.

**સગર૦**—ચિતોડ ? શા માટે ?

**અબ્દુલ્લા૦**—તે આપની રાજધાની છે.

**સગર૦**—ત્યારે અમરસિંહની રાજધાની કયાં ? ઉદયપુરમાં ?

**અબ્દુલ્લા**—તે તો હવે રાણા નથી રહ્યા. પાદશાહ સલામતે તેમને ગાદિ પરથી ઉઠાડી મૂક્યા છે.

**સગર૦**—પણ તે પોતાનું પદ છોડશે જ શી રીતે ?

**અબ્દુલ્લા૦**—જબરદસ્તીથી.

**સગર૦**—તો શું ત્યાં જઇ મારે તેની સાથે યુદ્ધ કરવું પડશે ? તો તો સાહેબ ! મારે રાણા બનવું નથી.

**અરુણ૦**—કેમ, આપ તો હમણાં જ કહેતા હતા ને, કે

હું યુદ્ધવિદ્યામાં બહુ જ કુશળ છું અને યુદ્ધ કરતાં કરતાં મારો આખો જન્મારો વહી ગયો છે, તો જાઓને હવે લડવા.

**સગર૦**—અરુણ ! તું આ શું બોલે છે ? ( અબ્દુલ્લા તરફ જોઇને ) નહિ, સૈયદ સાહેબ ! આપણાથી કંઇ યુદ્ધ થઇ શકશે નહિ. એ યુદ્ધ કરવાના ભયથી તો કશી પણ આનાકાની વગર મેં મારી જાતને મોગલોના હવાલે કરી દીધી છે. જો મારે યુદ્ધ જ કરવાનું હોય તો સ્વદેશના પક્ષમાં રહી ન લડતાં તેની સામે લડવા શામાટે જાઉં ? મેં કંઇ એવી શરત કરેલી નથી.

**અબ્દુલ્લા૦**—નહિ, આપને લડાઈ કરવી પડશે નહિ. લડાઇ કરવાનું કામ અમે જાતે જ કરી લઇશું. મહેરબાનીની રાહે આપને રાણા બનવું પડશે અને ચિતોડમાં જઈ ત્યાં રહેવું પડશે.

**સગર૦**—કદિ અમરસિંહે ચિતોડ પર ચઢાઈ કરી તો ?

**અબ્દુલ્લા૦**—તે કરશે જ નહિ. આટલા દિવસ કરી નથી ને હવે કરશે ?

**સગર૦**—સૈયદ સાહેબ ! એ તે શું કંઈ દલીલ છે ? કોઇ મનુષ્ય પહેલાં કદિ મરી ગયો હોય નહિ તે પરથી શું એમ કહી શકાય, કે તે કદિ મરશે જ નહિ ? તમે જો તે દહાડે શાદી કરી તો અત્યારે શું એમ કહેવાય, કે શાદી નથી કરી ?

**અબ્દુલ્લા૦**—આપના કહેવાની મતલબ મારા સમજવામાં આવી નહિ.

**સગર૦**—કારણ, તે પહેલાં તો આપે કદિ શાદી કરી ન હતી. વાહ ! એ તે કંઈ દલીલ છે? (અરુણને) હસે છે કેમ, અરુણ ? (અબ્દુલ્લાને) જો પહેલાં કદિ સાપ કરડયો હોય નહિ તો તે આગળ ઉપર પણ કરડશે નહિ એમ કહેવું કયી રીતે ન્યાયસંગત છે ?

**અબ્દુલ્લા**—પણ આમ ભડકો છો શું ? જનાબ !

**સગર૦**—વાહ, સાહેબ ! ભડકે નહિ ? આપ વાતો જ ભડકવા જેવી કરો છો ને ! બસ, માફ કરો. હું રાણા થવા ઇચ્છતો નથી.

**અબ્દુલ્લા૦**—ઠીક જનાબ ! આપ પાદશાહ સલામતની હુજૂરમાં ચાલો. આપને જે કંઇ કહેવાનું હોય તે સઘળું તેમની ખીદમતમાં જાહેર કરશો.

**સગર૦**—બહુ સારૂં સાહેબ ! ચાલો. પણ એ બહુ નીચ અને કાપુરૂષનું કામ છે, કે આપ મને મૂઠીમાં રાખી આમ જોર જુલમથી રાણા બનાવવા ચાહો છો. જોઈએ શું બને છે. કૃતઘ્નતા ! ઘોરતમ અવિચાર !—ચાલ અરુણ.



## પ્રવેશ બીજો.

---

સ્થળ—ઉદયપુરના રાજમહાલયનું અંતઃપુર.

સમય—પ્રભાત.

[ માનસી એકલી ગાય છે. ]

[ રાગ—બિહાગ. ]

દુનિયાં તવ દ્રશ્યે ફૂલી રહી,
કરપલ્લવ કોમળ સ્પર્શ થતાં
હૃદ્‌મંજરી મંજુલ ખીલી રહી—દુનિયાં.
શૂન્યસ્થાન શાં જળહુળ આ
રળિયામણી રંગત રેલી રહી;
મધુર ગગનથી મધુ વર્ષા આ
મત્ત મધુપી પર ફેલી રહી—દુનિયાં.
વિકસિત પુષ્પ પરિમળ ભરીયાં,
સરિતા સુરભિમાં ડોલી રહી;
રવિશશિ જો અમૃત ટપકાવે,
ઉજ્જવલતા અંગોળી રહી—દુનિયાં.
ગૌર અરુણસમી ચરણ કમળ શાં,
કેશ-કલાપે શી કેલિ રહી !
મલયાગીરિ મારુત મૃદુ સહ,
સુંદરતા શી ખેલી રહી !—દુનિયાં.

કર ધરી કુસુમ સુગંધી માળા,
અધર–રસે ઉછળેલી રહી;
તું નવ પરણીત વસંત વધૂ પ્રિય,
અમને ઉર અઢેલી રહી—દુનિયાં.

[ અજયસિંહ પ્રવેશ કરે છે. ]

**માનસી**—કોણુ ? અજય ?

**અજય૦**—હા, હું અજય.

**માનસી**—આટલા દિવસો થયાં કેમ આવતા નથી ? પ્રકૃતિ સ્વસ્થ ન હતી ?

**અજય૦**—ના.

**માનસી**—મેં પિતાજીને તમારા વિષે પૂછયું હતું. તેમણે તમને કંઇ ન્હોતું કહ્યું ?

**અજય૦**—ના માનસી. તમે અહીં એકલાં કેમ બેઠાં છો ?

**માનસી**—ગાતી હતી—વિચારતી હતી.

**અજય૦**—શું વિચારતાં હતાં ?

**માનસી**—એમ વિચારતી હતી, કે મનુષ્ય ઘણું જ દીન પ્રાણી છે. મેવાડના યુદ્ધમાં મને એ એક સર્વથી મહાન્ શિક્ષા મળી છે, કે મનુષ્ય બહુ જ દુર્બલ છે. તલવારના એક જ ઝટકાથી તે જમીન પર લાંબો થઈ જાય છે, જરા તાવ આવતાંની સાથે જ તે બાલકોની માફક અસહાય થઇ રહે છે. હાય! જેના રક્તમાં મૃત્યુનું બીજ વાસ કરી રહેલું છે તેઓ પરસ્પર

પ્રેમ ન કરતાં એક બીજા પ્રતિ ધિક્કારની નજરે કેમ નિહાળો છો ? કેમ અજય ! મારા મુખ સામે એકી ટસે શું જોઇ રહ્યા છો ?

**અજય૦**—તમારા મુખ પર હું આજે પણ તે જ સ્નિગ્ધ જ્યોતિ જોઈ રહ્યો છું કે જે મેં તે દિવસે જોયું હતું.

**માનસી**—ક્યા દિવસે ?

**અજય૦**—તે રાત્રે-તે દેવારની સમરભૂમિમાં. તે દિવસે, તે સ્થળે, તે અસ્પષ્ટ અંધકારમાં તમે સાક્ષાત્ દયાની મૂર્તિરૂપે સ્પષ્ટ થતાં હતાં. તે દિવસે મારો ઉન્મુખ પ્રેમ નિરાશાના એક દીર્ઘ શ્વાસ સાથે ભળી ગયો.

**માનસી**—નિરાશા કેમ ? અજય !

**અજય૦**—સાંભળવું છે, કે કેમ ? મેં જોયું, કે તમને પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરવી વ્યર્થ છે. મને સમજાયું, કે તમે આ પૃથ્વીપરનાં નહિ, પરન્તુ સ્વર્ગના મહિમાની સાક્ષાત્ મૂર્તિ છો. તમારા આત્માની તીવ્ર જ્વલન્ત જ્યોતિ સંસાર સહન કરી શકશે નહિ એમ ધારી તેને આચ્છાદિત કરી રાખવાના હેતુથી ઈશ્વરે આત્મપ્રભાથી જાજવલ્યમાન એવા આ તમારા સુંદર દેહને તેના આવરણરૂપ બનાવ્યો છે. આકાશ એક રંગમંડપ હોત, પ્રત્યેક નક્ષત્ર એક એક પવિત્ર ચરિત્ર ( પાત્ર ) હોત, ચાંદની એક નિર્મળ સંગીત હોત અને તે મહા નાટકની નાયિકા હોત—તમે ! ! હું હવે તમારી સાથે પ્રેમ કરવાને યોગ્ય નથી. હા, તમારા પ્રતિ ભક્તિભાવે નિહાળી શકું. તે ભક્તિના બદલામાં

તમારી થોડી–ઘણીજ થોડી કરુણા ચાહું છું. શું તમે મારી તે ઈચ્છા પૂરી કરશો ? [ એટલું બોલી અજયસિંહ માનસીના હાથ પકડી લે છે. તે સમયે રાણી ત્યાં પ્રવેશ કરે છે અને કહે છે ] અજયસિંહ ! [ અજયસિંહ હાથ સરકાવી પાછો ખસી જાય છે. ]

**માનસી**—શું છે મા ?

**રાણી**—અજય ! તને મેં કંઈ આવી રીતે એકાન્તમાં અમારી કન્યાની સાથે વાતચીત કરવાની રજા આપી નથી.

**અજય૦**—માજી ! હું ક્ષમા માગું છું. મને માફ કરો.

**માનસી**—શાની ક્ષમા ? અજય !

**રાણી**—માનસી ! યાદ રાખ, કે તું રાજકન્યા છે. જા, અન્દર જા.

( માનસી ચાલી જાય છે. )

**રાણી**—અજય ! તમે ગોવિંદસિંહના પુત્ર છો. તમને અમે ઘરના માણસ જેવા ધારીએ છીએ. પણ તમારે એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ, કે માનસી હવે કંઈ નાની નથી, તેમજ તમે પણ હવે કંઈ નાના રહ્યા નથી. હવે પછી આ વાતને સ્મરણમાં રાખી માનસીની સાથે હળવું મળવું. મારી સમજ પ્રમાણે તો તેની સાથે તમારે હળવું મળવું જ ઠીક નથી.

**અજય૦**—જેવી આજ્ઞા.

( અજયસિંહ અભિવાદન કરી ચાલી નીકળે છે. )

**રાણી**—આજે ઠીક બરાબર ગોઠવીને બોલી છું. જો અજયની સાથે મારી માનસીનો વિવાહ થઈ ગયો હોત તો

બહુ સારૂં થાત. પણ તેમ તે કદિ બને ? નહિ—બની શકે જ નહિ. ( દૃઢભાવે શિર ધુણાવીને ) નહિ, જ્યારે તે બની શકે જ નહિ એવું છે તો પછી તેનો વિચાર પણ શા માટે ?

( રાણા અમરસિંહ પ્રવેશ કરે છે. )

રાણા—રાણી !

રાણી—મહારાજ ! હું તમારી જ શોધમાં હતી.

રાણા—રાણી ! તમે માનસીને કંઈ ઠપકો આપ્યો હતો ?

રાણી—ઠપકો ! ના. કેમ ?

રાણા—તે રડે છે.

રાણી ( સાશ્ચર્ય )—રડે છે !

રાણા—જાઓ, જુઓ જો કેમ રડે છે ?

રાણી—ગાંડી દીકરી ! મેં એવી તે શી વાત કરી હતી, તે રડે છે ? તમે દીકરી તરફ ધ્યાન તો કંઇ આપતા નથી, અને એને તો કંઈ ભાન જ નથી. તે હમણાં જ અજયસિંહની સાથે—

રાણા—ખબરદાર, રાણી ! માનસીના સંબંધમાં જરા જોઈ વિચારીને વાત કરો. જાણો છો, તે કોણ છે ?

રાણી—કોણ છે વળી ?

રાણા—તે કોણ છે તે હું જાણતો નથી. હજી સુધી હું તેને ઓળખી જ શક્યો નથી. તે ક્યાંથી આવી છે તે કંઈ પણ કહી કે જાણી શકાય તેમ નથી.

રાણી—લ્યો જુઓ ! આ તો જેવી પુત્રી તેવા પિતા !

પણ જઈને જોઉં તો ખરી, કે તે કેમ રડે છે. હવે તો બહુ જ હારી ગઈ! (જવા લાગે છે.)

રાણા—વળી જુઓ, રાણી!

(રાણી પાછી ફરે છે.)

રાણા—જુઓ, માનસીને તેની લાગણી દુભાય તેવું કદિ પણ કહેવું નહિ. સ્વર્ગનું એ એક રશ્મિ દયા કરીને મર્ત્ય ભૂમિમાં ઉતરી આવ્યું છે. જો તેની લાગણી દુભાશે તો રોષિત બની ચાલ્યું જશે.

(રાણી નિરાશાનો ભાવ વ્યક્ત કરતી ચાલી જાય છે. રાણા એક ઉચ્ચાસન પર બેસે છે અને આકાશ પ્રતિ નિહાળીને કહે છે)—આ જિંદગી એ એક સ્વપ્ન છે. આ આકાશ—કેવું નીલું, સ્વચ્છ અને ગાઢ છે! તેની નીચે આ ધુસર મેઘમંડળ ભ્રમણ કરી રહ્યું છે—કેવું અલસ, ઉદાર અને મન્થર! પ્રકૃતિનું જીવન સમુદ્રની માફક તરંગિત બની ઉંચી નીચી ગતિ કરી રહે છે અને વળી પાછું શાન્ત બને છે. આ અલસ સૌન્દર્ય કદિ કદિ ઘણાં જ ભયાનક સ્વરૂપો ધારણ કરે છે. આકાશમાં મેઘ ગર્જના કરે છે. પૃથ્વી પર પવનનું તોફાન પસાર થઈ જાય છે.—તે પછી પાછું સઘળું સ્થિર અને શાન્ત થઈ જાય છે.

(ગોવિંદસિંહ પ્રવેશ કરે છે.)

રાણા—કોણ? ગોવિંદસિંહ! અત્યારે ક્યાંથી?

ગોવિંદ૦—રાણા! મેવાડ પર ફરીથી હુમલો કરવાને મોગલોની નવી સેના આવી છે.

રાણા—આવી ગઈ ને ? એ તો મને પ્રથમથી જ ખબર હતી ગોવિંદસિંહ ! દેવારનું યુદ્ધ કંઈ અંતિમ યુદ્ધ ન હતું. મોગલો સમસ્ત રાજપૂતાનાને ચારે તરફથી સરખું કરી મૂકે નહિ ત્યાં સુધી છોડશે નહિ.

ગોવિંદ૦—આપણા તરફથી હજી સુધી યુદ્ધ માટે કંઇ પણ તૈયારી થઈ નથી એમ કેમ, રાણા ?

રાણા—એનું કંઈ પ્રયોજન ?

ગોવિંદ૦—શું રાણાજીની મરજી આ વખતે યુદ્ધ કરવાની નથી ?

રાણા—યુદ્ધ ! યુદ્ધ કરવાથી શું થશે ?

ગોવિંદ૦—એમ કેમ, રાણા ! તો તો મોગલો આ સમયે સહેલાઈથી મેવાડને સત્વર સ્વાધીન કરી લેશે.

રાણા—એમાં ખોટું શું ? જ્યારે તેનો આટલો બધો આગ્રહ—

ગોવિંદ૦—શું ખરેખર જ રાણાં યુદ્ધ કરશે નહિ ?

રાણા—ના. એક વાર કર્યું–કરાઇ ગયું.

ગોવિંદ૦—કોઈ પણ પ્રકારની ચેષ્ટા, ઉદ્યમ વા પ્રતિવાદ કર્યા વગર જ—

રાણા (વચમાં)—પણ એ સર્વનું કંઈ પ્રયોજન ? મારી સમજ પ્રમાણે તો એ સર્વ નિષ્ફળ છે. દેવારના યુદ્ધમાં આપણા સૈન્યનો લગભગ અર્ધથી પણ અધિક ભાગ નાશ પામી ચુકયો છે. હવે મોગલ શહેનશાહતની સામે યુદ્ધ કરવા જેટલું આપણી પાસે સૈન્ય જ કયાં છે ?

( સત્યવતી એકાએક પ્રવેશ કરે છે. )

સત્ય૦--પૃથ્વી ફાડી નીકળી આવશે, મહારાણા !

રાણા—કોણ ?–ચારણી ?

સત્ય૦--હા રાણા ! હું ચારણી છું. મેં સાંભળ્યું કે મોગલો ફરીને મેવાડ ઉપર આક્રમણ કરવાને આવે છે. પણ જોઉં છું, કે મેવાડ હજી લગી નિશ્ચિન્ત અને ઉદાસીન છે. મારા સમજવામાં આવ્યું, કે રાણાની નિદ્રાનો કદાચ હજી સુધી ભંગ થયો નથી. આથી જ હું રાણાની નિદ્રાનો ભંગ કરવાને આવી છું.

રાણા—ચારણી ! હવે અમારી ઇચ્છા યુદ્ધ કરવાની નથી. આ સમયે અમે સન્ધિ કરીશું.

સત્ય૦—મહારાણા ! એમ તે કંઇ બને ? દેવારના વિજય ઉપર સન્ધિ ? એ મહાન્ ગૌરવના શિખર પરથી સહસા એક ઉંડા અપમાનના ગર્ત્તમાં જઈ પડવું ?

રાણા—ચારણી ! દેવારનો વિજય ! દેવારના યુદ્ધમાં અમને વિજયપ્રાપ્તિ થઈ છે એ વાત ખરી; પરન્તુ માલુમ છે દેવિ ! કે તે શી રીતે થઇ છે ?–ખબર છે, કે એ દેવારના યુદ્ધમાં અમારા લગભગ અર્ધ સૈનિકો ભૂપીતા થઇ ચુકયા છે. તે વીર પુરૂષોના રક્તપ્રવાહમાંથી અમને એ વિજયપ્રાપ્તિ થયેલી છે.

સત્ય૦—એ કંઇ દુઃખનો વિષય નથી, મહારાણા ! વીરોનું રક્ત જ જાતિને ઉર્વર કરે છે. તે દેશ વિષયે દુઃખ નથી,

મહારાણા! કે જ્યાં વીર મરે છે. પણ દુઃખી તો તે દેશને માટે થવું જોઇએ, કે જ્યાં વીર મરણ થતાં નથી.

**રાણા**—હું જોઉં છું, કે આ બીજું એક યુદ્ધ કરવાથી પણ કંઈ બસ થશે નહિ. આ સમરનો કંઇ અન્ત આવશે નહિ. આ મુઠ્ઠીભર સૈન્ય લઈ વિશ્વ–વિજયી દિલ્હીપતિની સામે થવું એ કેવળ જ ઘેલછા છે!

**સત્ય૦**—ઘેલછા, મહારાણા! જો તે કદિ ઘેલછા જ હોય તો પણ તેનું સ્થાન સર્વ પ્રકારની વિવેચના, વિચારોની પાર બહુ જ ઉંચે છે. સકલ વિશ્વ એ ઘેલછાના પાદ પર આવી આળોટે છે. સ્વર્ગથી એક મહિમા ઉતરી આવી તે ઘેલછાના શિરપર મુકુટ ધારણ કરે છે. શું આને ઘેલછા કહેવાય? અને છતાં તે ઘેલછા જ કહેવાતી હોય તો એ ઘેલછા વિના શું જગતમાં કોઈ પણ કાળે કોઇ પણ મનુષ્ય મહાન્ કાર્ય કરી શક્યું છે?

**રાણા**—ગમે તેમ હોય પણ જે યુદ્ધનું અન્તિમ પરિણામ નિશ્ચિત મૃત્યુ—

**સત્ય૦** (વચમાં)—રાણા પ્રતાપસિંહના પુત્રને શું એ સમજવું કઠિન છે, કે શ્રેય શામાં છે–અધીનતામાં યા મૃત્યુમાં? શું મરવાના ભયથી આપણે આપણું રત્ન ધાડપાડુઓના હાથમાં સોંપી દેવું? અને આ રત્ન પણ કંઈ જેવું તેવું નથી. તે તો મારૂં સર્વસ્વ, અમારા પૂર્વ પુરૂષોથી સંચિત, અનેક શતાબ્દિની સ્મૃતિથી ઘેરાયેલા મેવાડને શું કેવળ પ્રાણના ભયથી યુદ્ધ કર્યા

વગર જ શત્રુને હસ્તગત કરવું ? તેઓ લેવા જ ચ્હાતા હોય તો મરી–કપાઇને લે. અને નિશ્ચિત મૃત્યુ ? શું તે સર્વને એક દિવસ આવી લાગવાનું નથી ? માન આપી બચાવેલા પ્રાણ શું આપ હંમેશને માટે રાખી રહેશો ? મહારાણા ! ઉઠો. મોગલો તમારે આંગણે આવી પહોંચ્યા છે. હવે સ્વપ્નનિરીક્ષણનો સમય નથી.

રાણા—ચારણી ! તમે કોણ છો ? તમારા વાકયમાં ગર્જન, તમારા નેત્રમાં વીજળી, તમારા અભિનયમાં ઝંઝાવાત પ્રત્યક્ષ થાય છે. સૂર્યની માફક દેદિપ્યમાન, જલપ્રપાતની માફક પ્રબલ, વજ્રસમ ભીષણ–તમે કોણ છો ? તમે શુદ્ધ ચારણી તો નથી !

સત્ય૦—હું કોણ ? જો જાણવા જ ચાહો છો તો સાંભળો કે હું કોણ છું. હવે મારે મને પોતાને છુપાવવાનું લેશ પણ પ્રયોજન નથી. હું રાણા પ્રતાપસિંહના ભાઈ સગરસિંહની પુત્રી સત્યવતી છું.

રાણા—હેં ! ! તમે રાજા સગરસિંહની પુત્રી છો !

સત્ય૦—મહારાણા ! આ પરિચય દેતાં મારૂં શિર લજ્જાથી ઢળી પડે છે. આમ છતાં પિતાના પાપનું પ્રાયશ્ચિત આ કન્યાથી જેટલી હદે બની શકે ત્યાં સુધી તે કરે છે. મારા પિતા આજ પોતાના ભત્રીજાને પદચ્યુત કરવાના હેતુથી ચિતોડગઢમાં નામધારી રાણા બની બેઠા છે, અને હું તેમની જ કન્યા થઇને તેમની વિરુદ્ધ મેવાડવાસીઓને ઉત્તેજિત કરતી ફરૂં છું. હું લોકોને એમ કહેતી ફરૂં છું, કે સગરસિંહને મેવાડ સાથે કંઇ

જ લેવા દેવા નથી. તે કેવળ મોગલોનો ખરીદેલો દાસ છે. મહારાણાને ખબર છે, કે આજ પર્યંત મેવાડના કોઈ પણ પ્રાણીએ પિતાજીને કર આપ્યો નથી.

રાણા—હા બેન ! હું જાણું છું.

સત્ય૦—મહારાણા ! મેવાડને માટે હું મારાં રાજ-મહાલય, સુખ, સમ્ભોગ, પિતા, પુત્ર, આદિ સર્વસ્વનો ત્યાગ કરી તેનાં જંગલો અને ખીણોમાં ચારણીના વેશે તેનો મહિમા ગાતી ફરૂં છું. શું તમે, મારા પ્રાણથી અધિક પ્રિય મેવાડને કેવળ તુચ્છ અને અનાવશ્યક પદાર્થની માફક નષ્ટ થઇ જવા દેશો ?

( બોલતાં બોલતાં સત્યવતીનાં નેત્રો જળથી ભરાઇ ગયાં, કંઠ રૂંધાઈ ગયો અને આંસુ લૂંછવા લાગી. )

રાણા૦—બેન ! શાન્ત થાઓ. તમે મારાં બેન, રાજકન્યા અને વળી સ્ત્રી જાતિ છો. જે દેશને માટે તમે પ્રાણાર્પણ કરી શકો છો તે દેશનો રાજા-તમારો ભાઇ-પણ તેની ખાતર પ્રાણોત્સર્ગ કરવા સમર્થ છે. ગોવિંદસિંહ, યુદ્ધ માટે તૈયાર થાઓ અને સૈન્યને સજ્જ કરો.



## પ્રવેશ ત્રીજો.



સ્થળ—મેવાડમાં સૈયદ અબ્દુલ્લાનો તંબુ.
સમય—રાત્રિ.

( અબ્દુલ્લા, હુસેન અને હિદાયત વાતો કરી રહ્યા છે. )

અબ્દુલ્લા૦—આ બહુ જ પહાડી મુલક છે.

હિદાયત૦—હા, જનાબ !

અબ્દુલ્લા૦—તમે જે વખત હાર ખાધી તે વખતે રાજપૂતોએ કયી તરફથી ચઢાઈ કરી હતી ?

હિદાયત૦—મેં કદિ હાર ખાધી જ નથી.

અબ્દુલ્લા૦—શું કહો છો ? તમે હાર ખાધી જ નથી ? દુશ્મન તમને કેદ કરીને લઈ ગયા અને તમે કહો છો કે મેં હાર ખાધી નથી. ત્યારે હાર ખાવી કહો છો કોને ?

હિદાયત૦—મને કેદ કરીને ? હું ! એ તે બિચારા શું કેદ કરતા તા ! એ તો મેં જાતે જ મને પોતાને ચાલાકીથી પકડાવી દીધો હતો.

અબ્દુલ્લા૦—એમ કે ? પણ તમે તમારી ચાલાકીથી પકડાઈ ગયા એટલે ?

હુસેન૦—એ કંઈ એકદમ સમજાય તેમ નથી, જનાબ ! આમ છતાં એ વાત તો ખરી જ છે, કે તે પોતે પોતાની બહુ ચાલાકીથી જ પકડાઈ ગયા હતા. જે સમયે રાજપૂત લશ્કર આવી પહોંચ્યું તે વખતે અમારા સિપાઈઓએ બહુ બારીક ખ્યાલ કરીને મ્યાનમાંથી તલવારો બહાર કાઢી પછી તેઓએ પોતપોતાનાં બિસ્તર ઉપર મ્યાન અને તલવાર બન્ને રાખી લીધાં. તે પછી સઘળા સિપાઇઓ બહુ જ આરામથી પોતપોતાની મૂછો પર તાલ દેવા લાગ્યા. તાકડે ખાણું પણ તૈયાર થઈ ગયું. ખાણું ખાધા વગર ક્યાંઈ જઈ શકાય એમ ન હતું. આથી ખાણું ખાધું અને દાંતીયાંથી બાલ સમારી ફરીને

એક વખત મૂછપર તાલ દઇ લીધો. તે વખતે જણાયું, કે રાજપૂત ફૌજ અમારી છાવણીના દરવાજા પર આવી ખડી રહી છે. આખરે અમારા સિપાઇએ "ચાલો ત્યારે" એમ કહી લડવાને બહાર પડ્યા. પરન્તુ પહેલેથી જ તલવાર અને મ્યાન નજીક નજીક રાખ્યાં હતાં. ઉતાવળમાં ગભરાટને લીધે સઘળાએ તલવારો મેલી પડતા અને મ્યાન ઉઠાવી જંગ મચાવ્યો.

**અબ્દુલ્લા૦**—શું બધાએ એવી એક સરખી ભૂલ કરી?

**હિદાયત૦**—હા, જનાબ ! એ સૌ ખુદાની કુદરત છે. એમાં કોઇની અક્કલ ચાલી શકે જ નહિ.

**અબ્દુલ્લા૦**—તે લોકોએ એક બીજું પણ કામ કરવું જોઈતું હતું.

**હિદાયત૦**—શું ?

**અબ્દુલ્લા૦**—ખાણું ખાઇ રહ્યા પછી દુરસ્ત હતું, કે એક તરફ તલવાર અને બીજી તરફ મ્યાન રાખી તે લોકોએ એક સારી ઉંઘ લઇ લેવી જોઈતી હતી.

**હિદાયત૦**—પરન્તુ મુશ્કેલી એ હતી, કે દુશ્મનો છેક જ નજીકમાં આવી પહોંચ્યા હતા.

**અબ્દુલ્લા૦**—એ બરાબર છે. સૂવાને માટે પૂરતો વખત જ ન હતો. ખેર ! તે પછી તમે શું કર્યું ?

**હિદાયત૦**—તે પછી બીજું કરાય જ શું ?

**અબ્દુલ્લા૦**—કદાચ એમ કહી દીધું હશે, કે "કેદ કરો પણ જાન બચાવો."

હિદાયત૦—ના, એમ તો કહ્યું ન્હોતું; પણ હાં, તેને જરા ભળતું એવું જ કંઇક કહ્યું હતું. શું કહ્યું હતું તે કંઈ ચોકસ યાદ નથી.

અબ્દુલ્લા૦—ન્હાય ગમે તેમ હોય તો પણ એટલું તો ચોકસ જ છે, કે તમે કોઈ એવી અજાયબ વાત કહી હશે નહિ કે જેને ભૂલી જવાથી ઉર્દુ સાહિત્યને કંઈ નુકસાન પહોંચ્યું હોય. મતલબ એ, કે ત્યાર પછી આપે આપને પોતાને પકડાવી દીધા.

હિદાયત૦—એજ, એજ, જનાબ ! આપ બહુ જ બરાબર સમજી ગયા. પણ મારા પકડાવી દીધા પહેલાં જ એક બુઢ્ઢા રાજપૂતે ભૂલથી કોઈ બીજા પરના વેરને બદલે મારા ઉપર એક ગોળી છોડી દીધી હતી.

અબ્દુલ્લા૦—મેં સાંભળ્યું છે, કે તે પછી રાણાની પુત્રી આપની ખીદમતમાં હાજર થઇ હતી.

હિદાયત૦—હા, જનાબ ! ગમે તેમ તોય એ એક બહાદુર લડવૈયાથી લડકી હતી. તે બહાદૂર સિપાઇઓની કદર બુઝવામાં બહુ જ કાબેલ હતી અને તેના પર મારી આ સિકલ જનાબ—( હુસેન તરફ જોઇને ઇશારો કરે છે. )

હુસેન૦—બેશક, આપની સિકલ તો જોવા જેવી જ છે.

હિદાયત૦—અરે! આ ચહેરા જેવો જહાંમાં બીજો ચહેરો જ ક્યાં છે ? કેમ હુસેન !

હુસેન૦—ખરી વાત, જનાબ !

અબ્દુલ્લા૦—તેને જોતાં જ કદાચ તે—

હિદાયત૦ ( વચમાં જ )—શું કહું જનાબ !

અબ્દુલ્લા—શું તે બહુજ ખૂબસુરત હતી ?

હિદાયત૦—આ–હા ! પૂછવું શું ?

અબ્દુલ્લા૦—તેણે તમને શું કહ્યું ?

હિદાયત૦—તેની કંઈ કહેવાની હિંમત જ ચાલી નહિ ને, જનાબ ! તે કંઇ હિંમત જ કરી શકી નહિ. પણ લાગે છે, કે તે મને પ્રાણેશ્વર કહી બોલાવવા મ્હાતી હતી. એક વખત તેના મુખમાંથી 'પ્રા' તો બહુજ સાફ સાફ નીકળી આવ્યો હતો; અને જાણુવા પ્રમાણે 'ણુ' નો પણ કંઈક હિસ્સો બોલવા જતી હતી, પણ તે તો ચોક્સ ખાત્રીથી કહી શકાય નહિ. હું 'જાણુવા પ્રમાણે' એટલા માટે કહું છું કે મને જૂઠું બોલવાની આદત બીલકુલ નથી. પણ હું કંઇ એવી કીસમનો આદમી નથી એમ બતાવવાને મેં તેની તરફ એવી તો કરડી નજરથી જોયું કે બસ તે બોલતાં બોલતાં જ એકદમ અટકી ગઈ. આગળ બોલવાની તે કંઈ હિંમત જ કરી શકી નહિ.

અબ્દુલ્લા૦—તે પછી ?

હુસેન૦—તે પછી રાણુાએ ડરના માર્યે સિપહસાલાર સાહેબને છોડી દીધા.

હિદાયત૦—નહિ તો તેમને પણ એક વખત બતાવી દેત હો ! !

અબ્દુલ્લા૦—બેશક ! હિદાયત આલિખાં સાહેબ ! તમારી બહાદૂરી જગજાહેર છે !

હિદાયત૦—નહિ જનાબ ! હું કંઈ એવો બહુજ બહાદૂર તો નથી; તો પણ આપને માલૂમ છે, કે બહુજ પૈસા ખરચ કરીને હું આ સિપાઈગીરીનું કામ શિખ્યો છું.

અબ્દુલ્લા૦ ( વાતનું સ્વરૂપ બદલીને )—અહા ! રાતના વખ્તે પહાડ કેવા કાળા દેખાય છે. આ મુલકમાં સઘળી જગાએ પહાડ જ પહાડ હોય એમ જણાય છે.

હિદાયત૦—એકલા પહાડ જ છે એમ નહિ, લેકીન બે ચાર દરિયા પણ છે, જનાબ !

અબ્દુલ્લા—કાલ સવારે સારી રીતે જોવાશે.

( થોડે દૂર તોપનો અવાજ સંભળાય છે. )

અબ્દુલ્લા૦ ( ચમકીને )—આ શું ?

હિદાયત૦—હુસેન—

હુસેન૦—જનાબ ! એમ જણાય છે, કે આ વખતે આપણી કાંઈ દરકાર કર્યા વગર રાજપૂતોએ જાતે જ આપણા ઉપર હુમલો કર્યો છે.

અબ્દુલ્લા૦—હુસેન ! લશ્કરને તૈયાર થવાનો હુકમ આપો.



# પ્રવેશ ચોથો.

સ્થળ—ચિતોડદુર્ગની અંદરનો ભાગ.

સમય—રાત્રિ.

( એક પલંગ ઉપર અરૂણસિંહ સૂતો છે. બીજો પલંગ ખાલી પડયો છે. રાજા સગરસિંહ આગથી તેમ આંટા ફેરા મારી રહ્યા છે. )

**સગર૦**—આ તો જાણે એ લોકોએ મને એક પ્રકારે કેદ કરી રાખ્યો છે. આ ચિતોડદુર્ગ જાણે એક પ્રકારનું કારાગૃહ! આ એક એક પુરાણો પત્થર અને આ માન્ધાતાના સમયનું એક એક પ્રાચીન વૃક્ષ જાણે એક એક ભૂત. રાતે જ્યારે પવન વાય છે ત્યારે તેનું વિશેષ ભાન થાય છે અને જ્યારે વાવાઝોડું થાય છે ત્યારે તો તે ભૂત હોવા વિષે લેશ પણ સંદેહ રહેતો નથી. જ્યારે અંધકાર વ્યાપી જાય છે ત્યારે તો તે એકદમ કાળું કાજળ જેવું દેખાવા લાગે છે. તારા તો બીલકુલ જણાતા જ નથી. ગમે તે હો તોપણ અહીં આવવાથી એક એ લાભ તો અવશ્ય થયો જ કે એક વાર રામાયણનો પાઠ થઈ ગયો. પુસ્તક બહુ જ ઉત્તમ! બીજો એક એ પણ લાભ થયો, કે ચારણ ચારણીને મુખે અમારા પૂર્વજોની અનેક કથાઓ સંભળાઇ. તેઓ હતા તો વીર! નહિ, નહિ, તે વિષે કોઈ પણ જાતની શંકા ચાલી શકે તેમ નથી. પરન્તુ કોણ જાણે કેમ, આજે મને કંઈક ભય લાગે છે! એક તો આ રહ્યો નિર્જન દુર્ગ, અને તેમાંય વળી પવનનું સખ્ત તોફાન! પહેરેગીર!

પહેરેગીર ! ( પહેરેગીર પ્રવેશ કરે છે. ) જો ! બરાબર સાવધાન રહેજે. કોઇ પેસી જાય નહિ ! ઓ બાપરે ! પેલું શું છે ?

પહેરે૦—ક્યાં, મહારાજ !

સગર૦—આ સામે! આ! ઓય બાપરે ! મારી નાખ્યો રે !

પહેરે૦—કંઇ જ નથી. એ તો પવનની આંધી ચઢી રહી છે, મહારાજ !

સગર૦—તમારા મુલકમાં પવનની આંધીઓ ખૂબ ચઢતી દેખાય છે. અત્યારે બહુ આંધી ચઢે છે કે ?

પહેરે૦—જી હા, મહારાણા !

સગર૦—વળી પાછા રાણા ! રાણા તો હવે અહીં જંગલમાં નક્કી મરવાના જ. અરે ! તારા દેશમાં આ અંધારૂં પણ કયી જાતનું ? શું અહીં બહુ જ અંધારૂં રહે છે ?

પહેરે૦—જી હા.

સગર૦—આટલું બધું અંધારૂં ન હોત તો પણ ચાલત ! તું જાગતો રહેજે અને બહાર જરા અજવાળું કર કે આ અંધારૂં કંઇક ઓછું થાય. આટલા બધા અંધકારમાં મને ઉંઘ આવતી નથી. અને તમે લોકો હાથમાં ખુલ્લી તલવાર પકડી ચારે તરફ ફરતા રહો. કોઇ આવે કે તરત જ એક ઝપાટો લગાવી દેવો ! પણ જો જો, કયાંક ભૂલથી મારી જ ગરદન પર લગાવી દેતા ના. જાઓ.

( પહેરેગીર જાય છે. )

સગર૦—જુઓ, અરુણ પડયો પડયો ઉંઘ્યા કરે છે.

અહો ! તેની ઉંઘ પણ કેવી છે ? જો કદાચ તે એકાદી વખત પાસું બદલે અગર કંઈ હું-હાં કરે તોય હું સમજું, કે તે જાગતો છે. પણ મને તો આજ બિલકુલ ઉંઘ આવતી નથી. અમારા પૂર્વજો આ દુર્ગમાં રહેતા હતા તે પરથી જ બહુ સારી રીતે સ્પષ્ટ થઈ શકે છે, કે તેઓ હતા તો ઘણા જ સાહસિક પહેરેગીર !

( પહેરેગીર પ્રવેશ કરે છે. )

સગર૦—જાગે છે ને ભાઈ ! જો જે ઉંઘી જતો નહિ. વળી વચમાં વચમાં કંઇક અવાજ પણ આપતા રહેવું. જેથી સમજાય કે તું જાગે છે.-જાઓ.

( પહેરેગીર જાય છે. )

સગર૦—અરુણ ! અરુણ !

અરુણ૦—હાં, દાદાજી !

સગર૦—ઠીક, સૂઈ જા. જીવે છે તો ખરો ને ? પણ આજે જરા જાગતો સુજે. ભાઈ ! મને ડર લાગે છે.

અરુણ૦—ડર શી બાબતનો, દાદાજી ? આપ સૂઈ જાઓ.

( પડખું ફેરવી ઉંઘે છે. )

સગર૦—વાહ ! ‘ સૂઈ જાઓ ’ કહેવામાં શું જાય છે ? કહી નાખ્યું એટલે બસ-ખલાસ. અરે ! આ બાજુએ આ શું ? પહેરેગીર ! પહેરેગીર ! અરે ઉંઘી ગયો ? ઓ પહેરેગીર ! અરુણ ! અરુણ !

અરુણ૦—શું છે, દાદાજી ! શું આજ આપ ઉંઘવા દેશો નહિ ?

સગર૦—પણ તું આ સાંભળે છે કે નહિ ?

**અરુણ૦**—એ તો પવનનું તોફાન મચી રહ્યું છે.

( પડખું ફેરવી સુઇ જાય છે. )

**સગર૦**—અરે, ક્યાં છે પવનનું તોફાન ? પવનનું તોફાન કદિ બોલતું હશે ? આ તો બોલે છે. ( સભય ) બાપરે !

**અરુણ૦**—શું છે ? દાદાજી !

**સગર૦**—આ ભૂત !

**અરુણ૦**—અહીં ભૂત કેવું ? ક્યાં છે ?

**સગર૦** ( આંગળી બતાવીને )—પે...લું રહ્યું.

**અરુણ૦**—ક્યાં ? હું તો કંઇ જ દેખતો નથી. દાદાજી ! મને તો લાગે છે, કે આપ જાગ્રતમાં સ્વપ્ન જુઓ છો.

**સગર૦** ( દૂર તાકી રહીને )—હું તો આવવા જ ઇચ્છતો ન હતો. તેઓએ મને બળાત્કારે મોકલ્યો છે. ના, હું રાણો નથી. રાણા તો અમરસિંહ જ છે. મને જવા દો-જીવતો મૂકો.

**અરુણ૦**—દાદાજી ! દાદાજી !

**સગર૦**—આ કોણ ? ચિતોડના રાણા ભીમસિંહ ! જયમલ્લ ! પ્રતાપ ! નહિ, હું કાલે જ આ દુર્ગને છોડી જઈશ. આ પ્રકારે મારા ઉપર ઘુરકો નહિ. એ કોણ છે ? એ કોણ છે ? મને મારો નહિ, મારો નહિ.

( એમ બોલી **સગરસિંહ** ચીસ પાડી જાય છે. **અરુણસિંહ** ઉઠીને તેને પકડે છે. પ્રહરી આવી પહોંચે છે. )

**અરુણ૦**—પહેરેગીર ! પાણી લાવ. દાદાજી મૂર્ચ્છિત થયા છે.



## પ્રવેશ પાંચમો.

સ્થળ—ઉદયપુરનું રાજ-અંતઃપુર.

સમય—મધ્યાહ્ન.

( માનસી અને કલ્યાણી વાતો કરી રહ્યાં છે. )

**માનસી**—કલ્યાણી ! મેં અહીં એક કુષ્ટાશ્રમ સ્થાપ્યો છે. તેની અંદર અનેક કોઢીયાં માણસો આવીને રહે છે. આહા! બિચારાં કેટલાં દુઃખી છે !

**કલ્યાણી**—આપનું જીવન ધન્ય છે.

**માનસી**—કલ્યાણી ! તમે મારી પ્રશંસા કરો. મારા કાર્યને અનુમોદન આપો. મારા હૃદયમાં બલ અને ઉત્સાહ પ્રેરો.

**કલ્યાણી**—શું આપને આ કામમાં કોઈ દખલ પહોંચાડે છે ?

**માનસી**—એક પિતાજી સિવાય બીજાં સઘળાં જ કહ્યાં કરે છે, કે રાજકુમારીને આ સઘળી બાબતો શોભા આપે તેવી નથી. જાણે રાજકુમારીએ તો સુખી જ થવું ન જોઇએ.

**કલ્યાણી**—શું આમાં કોઈ મહાન્ સુખ અનુભવાય છે ?

**માનસી**—કલ્યાણી ! ઘણું જ મહાન્-ઘણું જ સાચું સુખ. અન્યને સુખી બનાવવામાં જ વાસ્તવિક સુખ છે. પોતે પોતાને સુખી બનાવવાની ચેષ્ટા મોટા ભાગે નિષ્ફળ જ નીવડયા કરે છે. હિંસક પશુઓની પેઠે એ ચેષ્ટા પોતાનાં સંતાનોનું પોતે જ ભક્ષણ કરે છે.

**કલ્યાણી**—ભાઈ પણ એમ જ કહે છે. એ તો આપના શિષ્ય છે ને ! તે મોટા ભાગે આપના જ નામના જાપ જપ્યા કરે છે.

**માનસી**—શું તે ખરેખર જ મારૂં નામ લીધા કરે છે?

**કલ્યાણી**—ખરી રીતે તો એમ કહેવું જોઇએ કે તે આપની પૂજા કર્યા કરે છે. તેમણે જ મને કહ્યું છે, કે "તમે મારા આત્માના હરિદ્વારમાં જઇ અવાર નવાર તીર્થ–સ્નાન કરી આવ્યા કરો."

**માનસી**—હમણાં તે જાતે કેમ આવતા નથી? તમે કહેજો કે તે અહીં આવે. તેમને જોવાની મારી બહુ જ ઇચ્છા છે.

( એક દાસી પ્રવેશ કરે છે. )

**દાસી**—રાજકુમારી ! એક છબિઓવાળી આવી છે.

**માનસી**—શું તે છબિઓ વેચે છે ?

**દાસી**—જી, હા.

**માનસી**—તેને અહીં બોલાવી લાવ.

( દાસી જાય છે. )

**માનસી**—તમારા ભાઈ આખો દિવસ શું કર્યા કરે છે?

**કલ્યાણી**—ઘરમાં તો તેમને હું બહુ જ ઓછી જોઉં છું. જ્યારે તે ઘેર આવે છે ત્યારે પૂછતાં કહે છે, કે "અમુક રોગીની સેવા કરવા ગયો હતો, અમુક દુઃખીને દિલાસો આપવા ગયો હતો." કંઇ એવાં ને એવાં જ કામ બતાવ્યા કરે છે.

( છબિઓવાળી પ્રવેશ કરે છે. )

**માનસી**—તમે છબિઓ વેચો છો ?

**છબિ૦**—જી હા.

**માનસી**—જોઉં તમારી છબિઓ. (છબિઓવાળી છબિઓ કાઢવાને ગાંસડી છોડે છે. વચમાં માનસી તેને પ્રશ્ન કરે છે.) તમે ક્યાં રહો છો?

**છબિ૦**—આગ્રામાં.

**માનસી**—આટલે દૂર અહીં છબિઓ વેચવાને જ આવ્યાં છો?

**છબિ૦**—જી હા. અહીં જ નહિ, પણ સઘળાં શહેરોમાં ફર્યા કરીએ છીએ.

**માનસી**—આ છબિ કોની છે?

**છબિ૦**—શહેનશાહ અકબરની.

**કલ્યાણી**—શહેનશાહ અકબરની! જોઉં જોઉં. (હાથમાં લઇને) આહ! દૃષ્ટિ કેવી તીવ્ર છે!

**માનસી**—પરન્તુ તેમાં કંઇક સ્નેહ અને દયાનો પણ અંશ છે. વારૂ, આ કોની?

**છબિ૦**—મહારાજા માનસિંહની.

**કલ્યાણી**—આ મુખપર તો કંઇક વિષાદ અને કંઇક નિરાશા છવાઇ રહેલાં છે.

**માનસી**—હા, કંઇક ચિન્તાકુલ જણાય છે. પરન્તુ તે સાથે કંઇક આત્મમર્યાદા પણ ભળેલી જણાય છે! આ કોની છે?

**છબિ૦**—જહાંગીર પાદશાહની.

**કલ્યાણી**—કેવો દામ્ભિક ચહેરો!

**માનસી**—સાથે સાથે કંઇક દૃઢ-પ્રતિજ્ઞ પણ છે. વારૂ, આ છબિ કોની છે?

**છબિ૦**—મોગલ સેનાપતિ ખાનખાનાન હિદાયતઅલીખાંની. જુઓ, રાજકુમારી ! કેવો ખુબસુરત ચહેરો છે !

( માનસી થોડી ક્ષણ સુધી તેના ચહેરા તરફ જોઇને હસી પડે છે. )

**કલ્યાણી**—આપ હસ્યાં કેમ ? જુઓને કેવો મૂર્ખ માલૂમ પડે છે ! ચહેરાનો રંગ–ઢંગ અને ભાવ તો જુઓ ! વાંકી ડોક, હોળેલા વાળ, વચમાં સેંથો,–આબેહૂબ જાણે સ્ત્રીનો દેખાવ ! કેવો જંગલી, મૂર્ખ અને અભિમાની જણાય છે ! એ કોણ છે ?

**છબિ૦**—મહોબ્બતખાં.

**માનસી**—સેનાપતિ મહોબ્બતખાં ? જોઉં, ( થોડીવાર જોઇને ) અસલ વીરનું વદન ઝળકી રહ્યું છે. કેવું ઉંચું લલાટ ! કેવી તીવ્ર દૃષ્ટિ ! આવું તેજ, આટલી દૃઢતા, આવી ઉદારતા અને આત્માભિમાન એ સર્વ ગુણો જેમાં એકત્રિત ભાવે વાસ કરી રહેલા હોય એવું મનુષ્ય મળી આવવું બહુ જ મુશ્કેલ છે. કેમ કલ્યાણી ! એકીટસે શું જોઇ રહી છે ?

**કલ્યાણી**—કંઇ નહિ. ( એમ બોલી શિર નીચું ઢાળે છે. )

**માનસી**—આ બીજી છબિઓ કોની છે ?

**છબિ૦**—પાદશાહના ઉમરાવોની.

**માનસી**—ઠીક. હું આ અકબર, જહાંગીર, માનસિંહ અને મહોબ્બતખાંની છબિઓ રાખી લઉં છું. તે બધીની કીંમત ?

**છબિ૦**—જે આપો તે.

**માનસી** ( ચાર સોના મહોરો ધરીને )—લ્યો.

છબિ૦—આ મહોરો ઉપર રાણા અમરસિંહની છાપ છે ને?

માનસી—હા.

છબિ૦—આપની એકાદ છબિ આપવા કૃપા કરશો?

માનસી—નહિ, મારી છબિ જ નથી.

છબિ૦—શું આપની છબિ કોઈએ કદિ બનાવી જ નથી?

માનસી—ના.

છબિ૦—હું બનાવું-જો આપની આજ્ઞા હોય તો.

માનસી—મારી છબિ? શા માટે?

છબિ૦—આવું કરુણામય મુખ મેં કદિયે જોયું નથી. મને ચિત્ર-આલેખનનું બહુ સારૂં જ્ઞાન નથી તો પણ મને લાગે છે, કે હું આ વદન તો આલેખી શકીશ.

માનસી—ના, જરૂર નથી.

છબિ૦—કેમ? એમાં શી હરકત છે?

'માનસી—નહિ, એમાં હરકત છે. ઠીક, હવે તમે જાઓ.

છબિ૦—રજા લઉં છું, રાજકુમારી!

માનસી—હા, આવજો.

( છબિઓવાળી ચાલી જાય છે. )

માનસી—આટલા બધા ધ્યાનપૂર્વક કોનો ચહેરો જોઈ રહ્યાં છો, કલ્યાણી?

કલ્યાણી—ના, કંઈ નહિ.

( છબિઓને સેળભેળ કરી માનસીના હાથમાં આપે છે.)

માનસી—સેળભેળ કરવાથી હવે કંઈ છુપું રહી શકે

તેમ નથી. હું તે છબિ કાઢી આપું ? ( શોધી કાઢી એક છબિ કલ્યાણીને આપીને ) એજને ? એજ એ છબિ છે. શા માટે શરમાઓ છો ? કલ્યાણી ! એ તો તમારા સ્વામી છે.

**કલ્યાણી** ( મુખ નીચું ઢાળીને )—પણ વિધર્મી છે.

**માનસી**—આ શું બોલો છો, કલ્યાણી ? ધર્મ ? જેવી રીતે સર્વ મનુષ્ય એક જ ઈશ્વરનાં સંતાન છે, તેવી રીતે સઘળા ધર્મ પણ એક જ ધર્મનાં સન્તાન છે. આમ છતાં ન જાણે કેમ તે સર્વમાં આટલો બધો ભ્રાતૃવિરોધ છે. પૃથ્વીપર ધર્મને નામે જેટલો રક્તપાત થાય છે તેટલો બીજા કશાને માટે કદિ પણ થતો નથી.

**કલ્યાણી**—શું તેના પર પ્રેમ રાખવો એ મારા માટે પાપ નથી ?

**માનસી**—પ્રેમમાં પાપ ? જે જેટલું ધિક્કારને પાત્ર તેટલું જ પુણ્ય તેના પર પ્રેમ રાખવામાં છે. જે જેટલું નિંદ્ય તેટલું જ તે વિશેષ અનુકમ્પાને પાત્ર છે. સમસ્ત બ્રહ્માંડમાં એ એક અનાદિ સૌન્દર્યનું કિરણ ઝગઝગી રહ્યું છે. એવું એક પણ હૃદય નથી કે જેના પર તે જ્યોતિની એક પણ રેખા પડી ન હોય. તે પરથી પણ મહોબ્બતખાં વિધર્મી નથી, તે માત્ર મુસલમાન છે. તે યદિ ઈશ્વરને 'બ્રહ્મ' ન કહેતાં 'અલ્લાહ' કહે તો શું એવા ભાષાના ભેદથી તે પાપી થઈ ગયો ?

**કલ્યાણી**—આજથી આપ મારાં ગુરુ.

**માનસી**—પ્રેમના રાજ્યમાં રૂપ-વિરૂપના વિચારને સ્થાન

નથી; તેમાં જાતિભેદ નથી. તેનું વાસ-સ્થાન પ્રભાતના ઉજ્જવલ આકાશમાં છે. પ્રેમ કોઈ પ્રકારના બન્ધન યા અંતરાયને ગણકારતો નથી. તે એક સ્વચ્છ સ્વતઃજન્ય સૌન્દય છે. મૃત્યુની ઉપર વિજયી આત્માની પેઠે, બ્રહ્માંડના વિવર્તન ઉપર મહાકાળની પેઠે તે સંગીત અમર છે. કલ્યાણી ! શું જોઇ રહ્યાં છો ?

( કલ્યાણી અત્યાર સુધી શાન્ત વિસ્મય પૂર્વક માનસીના મુખ પ્રતિ નિહાળી રહી હતી. માનસીના અચાનક પ્રશ્નથી જાણે સ્વપ્નમાંથી જાગી ઉઠી હોય તેવી બનીને. )

**કલ્યાણી**—રાજકુમારી ! આપનું હૃદય પણ એક સંગીત— ( કંઈક થોભીને ) કૃપા કરી આજ મને રજા આપો. આપની અનુમતિ હશે તો કાલે હું ફરીને આવીશ.

**માનસી**—ભલે, જાઓ કલ્યાણી. પરન્તુ કાલે જરૂર આવજો અને અજયને પણ આવવાનું કહેજો.

( કલ્યાણી જાય છે. તેના ગયા પછી માનસી ગાય છે. )

ગીત.

( રાગ-ધનાશ્રી. )

અદ્ભુત પ્રેમનો વ્યવહાર !

પ્રેમ કરી નર પરવશ પડે પણ, પરપર કરે અધિકાર—અદ્૦
પ્રેમ પિયૂષપી અમર થયા તો, કયમ થાએ સંહાર ?
પ્રેમ વડે છે ઉદય રવિ શશિ, સૃષ્ટિ સરજનહાર—અદ્૦
ચાલે પવન વળી વરસે ધારા, પ્રેમ તણે આધાર;
વન-ઉપવન સહુ ફુલડાં ખીલે, જણવે જયજયકાર—અદ્૦
પંખી કીલકીલ નાદ કરી કરે, પ્રેમ તણાં ગુણગાન,

મયુર કલા કરે કોયલ ટહુકે, પ્રેમ મહીં મસ્તાન—અદ્ભુત.
ગગન મહીં સાગર મળી જાયે, સાગર ગગન સમાય,
પ્રેમ-પ્રતાપે પત્થર પીગળે, કંટક કુસુમ જણાય—અદ્ભુત.
સ્વર્ગ લોક પૃથ્વીપર ઉતરે, પૃથ્વી ચડે સૂર-દ્વાર;
પડ્યું પતાળ ચડે નભ ઉડી, નભ નમી જાય પતાળ—અદ્૦
પ્રેમનાં ભોજન, પાન પ્રેમનું, પ્રેમનો ઘર શણગાર,
પ્રેમ વચન વિલસાવજો વ્હાલાં, પ્રેમ જગતનો સાર—અદ્ભુત.

( રાણી પ્રવેશ કરે છે. )

**રાણી**—માનસી !

**માનસી**—કેમ, માજી !

**રાણી**—તારા પિતાજી તને બોલાવે છે.

**માનસી**—કેમ ? શું કામ છે ?

**રાણી**—તારા લગ્નનો કોઈ એક દિવસ નક્કી કરવો છે, તેમાં તને કંઇક પૂછવા ચ્હાય છે. મારી વાત તો તેમણે માની જ નહિ.

**માનસી**—મારૂં લગ્ન !

**રાણી**—હા. જોધપુરના રાજકુમાર યશવંતસિંહની સાથે તારા લગ્નની વાત નક્કી થઇ છે. માત્ર લગ્નનો દિવસ ઠરાવવાનું બાકી છે અને તેને માટે જોધપુરના મહારાજની પાસે માણસો મોકલવાને તૈયાર કરવામાં આવ્યા છે.

( માનસી રોઇ પડે છે. )

**રાણી**—આ શું ? રોવા કેમ લાગી ?

**માનસી**—નહિ, હું રોતી નથી. મા, મારે પરણવું નથી.

**રાણી**—પરણવું નથી! કેમ ?

**માનસી**—હું મારા જીવનને લગ્નના બંધનમાં બાંધી રાખીશ નહિ. મારા પ્રેમની પરિધિ તેનાં કરતાં ઘણીજ વધારે વિસ્તારવાળી છે.

**રાણી**—એમ તે કયાંઈ બન્યું છે? કુંવારી રહીને શું જીવન ગાળી શકાતું હશે ?

**માનસી**—કેમ ગાળી શકાય નહિ? જ્યારે બાલ-વિધવા બ્રહ્મચર્ય પાલન કરી શકે છે ત્યારે શું બાલ-કુંવારી બ્રહ્મચર્ય પાલન કરી શકે નહિ? હું બ્રહ્મચારિણી રહીશ. હું પિતાજીને જઇને કહી આવું છું.

(માનસી જાય છે.)

**રાણી**—આ શું? શું છોકરી ગાંડી તો નહિ થઇ ગઇ હોય! ગાંડી નહિ તો બીજું શું થાય એમ છે? તે (રાણા) તો તેને કંઇ કહેતા જ નથી. મને પહેલેથી જ ડર હતો. લ્યો, આ જાતે જ આવે છે ને. આજ એક બે વાતો અચ્છી તરહથી સંભળાવી દઇશ.

[ રાણાજી પ્રવેશ કરે છે. ]

**રાણા**—રાણી! માનસી કયાં છે ?

**રાણી**—શું તે તમારી પાસે આવી નથી? પણ રાણા! પુત્રી કંઇક ગાંડી થઇ ગયેલી જણાય છે.

**રાણા**—ગાંડી !

**રાણી**—ગાંડી નહિ તો શું? કહે છે, કે મારે પરણવું નથી, બ્રહ્મચારિણી રહીશ.

રાણા—ઠીક, સમજવામાં આવી ગયું.

રાણી—હું કહેતી હતી, કે પુત્રી પર કંઈક દાબ રાખો; પણ તમે તો તે ગણકાર્યું જ નહિ. તેથી જ તે આ પ્રમાણે સ્વેચ્છાચારી બની ગઈ છે.

રાણા—રાણી ! તમે કંઇપણ સમજી શકતાં હો એમ જણાતું જ નથી.

રાણી—હું તો સઘળું જ સમજી શકું છું. તેનું મગજ ભમી ગયું છે.

રાણા—જો તમારા મગજમાં પણ એ પ્રકારનો ભ્રમ પેદા થયેલો હોત તો હું તમને સોનાના સિંહાસન પર પધરાવી પૂજત.

રાણી—જુઓ, આ તો એકને બદલે બે બન્યાં ! પિતા અને પુત્રી બન્નેની એક દશા !

રાણા—રાણી ! તમે સમજી શકો એવી એ વાત નથી. હું પણ તે બહુ જ સારી રીતે સમજી શકતો હોઉં એમ પણ નથી. માત્ર એટલું જ સંમજાય છે, કે તે કોઈ દૈવી પદાર્થ છે.

રાણી—જો તે—

રાણા—કંઇ જ બોલો નહિ. જોયા કરો. કેવળ જોયા જ કરો.

[ રાણાજી જાય છે. ]

રાણી૦—સમજી ગઈ ! માનસીનું એ ગાંડપણ તેના બાપ તરફથી વારસામાં ઉતરેલું છે. મારૂં ભાવિ બહુ જ ઉજ્જવલ હોય એમ લાગતું નથી.

[ રાણી જાય છે. ]

## પ્રવેશ છઠ્ઠો.

સ્થળ—ગોવિંદસિંહનું ઘર.

સમય--મધ્યાહ્ન.

( ભીંતપર એક છબિ લટકી રહી છે. તેનાથી થોડે દૂર હાથમાં પુષ્પ-ગુચ્છ પકડી કલ્યાણી તે છબિ તરફ નિહાળી રહી છે. )

કલ્યાણી--પ્યારા ! મારા પ્રિયતમ ! મારા યૌવન-નિકુંજના મયુર ! મારી સુષુપ્તિના સુખ જાગરણ ! મારી જાગૃતિના સુવર્ણ સ્વપ્ન ! તમે મારા જગતને નૂતન રંગે રંજિત કર્યું છે; મારા સામાન્ય જીવનને રહસ્યમય કરી મૂક્યું છે ! તમે પ્રભાતના સૂર્ય છો—તમે મારા હૃદયની અંધારી ગુફામાં પ્રવેશ કર્યો છે. તમે મારા હૃદયના સિંહાસન ઉપર વિરાજમાન છો. તમે આશા છો-તમે મારા જીવનની નિરાશાને શિર ઉંચું કરી જોવાનું શિખવ્યું છે. હે ચિર મધુર ! હે ચિર નૂતન ! તમે મારા સ્વામી છો, મારા દેવ છો, સમસ્ત જીવનની તપસ્યા છો !

( એમ બોલી કલ્યાણી પોતાના હાથમાંનો પુષ્પગુચ્છ તે ચિત્ર પર ચઢાવે છે. એટલામાં ગોવિંદસિંહ ત્યાં આવી પહોંચી તેના આવા પૂજનને જુએ છે. )

ગોવિંદ૦ ( ગંભીર સ્વરે )—કલ્યાણી !

કલ્યાણી ( મુખ ફેરવીને )--પિતાજી !

ગોવિંદ૦—આ છબિ કોની છે ?

કલ્યાણી—મારા પતિની.

ગોવિંદ૦ - તારો પતિ કોણ ? મહોબ્બતખાં ?

કલ્યાણી—હા, પિતાજી !

ગોવિંદ૦—એ છબિ અહીં ક્યાંથી ?

કલ્યાણી૦—હું આજે જ તેનું પૂજન કરવા માટે અહીં લઈ આવી છું.

ગોવિંદ૦—પૂજન કરવાને માટે ?

કલ્યાણી—જી હા. પૂજન કરવાને માટે પિતાજી ! એમ કરવામાં શું કંઇ અપરાધ છે ? આપ ક્રુદ્ધ ન બનો.

( ગોવિંદસિંહને પગે પડે છે. )

ગોવિંદ૦—મહોબ્બતખાંને અને તારે હવે શો સંબંધ છે ?

કલ્યાણી ( ઉઠીને )—તે મારા પતિ છે.

ગોવિંદ૦—મેં તને અનેક વાર કહ્યું નથી, કે તારે કોઇ પતિ છે જ નહિ ?

કલ્યાણી--પહેલાં એમ જ સમજતી હતી; પણ હવે મને માલુમ પડયું છે, કે મારે પતિ છે.

ગોવિંદ૦—પતિ છે ? વિધર્મી મહોબ્બતખાં તારો પતિ ?

કલ્યાણી—પિતાજી ! હું નથી જાણતી ધર્મ કે નથી જાણતી આચાર માત્ર એટલું જ જાણું છું, કે એ મહોબ્બતખાંની સાથે મારૂં લગ્ન થયેલું છે. તે લગ્નબંધનથી ઈશ્વરને સમીપ જાણી અમે બન્ને તે દિવસે બે ટળી એક બન્યાં હતાં. હવે એ બન્ધનને તોડી શકવા કોણ સમર્થ છે ?

ગોવિંદ૦—શું મહોબ્બતખાંએ જાતે મુસલમાન બની એ બન્ધન તોડયું નથી ?

કલ્યાણી—નહિ, મુસલમાન થયા પછી પણ મને ગ્રહણ કરવા ઇચ્છયું હતું.

ગોવિંદ૦—ગ્રહણ કરવા ઇચ્છયું હતું? મુસલમાન થવા ઉપરાન્ત ગોવિંદસિંહની કન્યાને ગ્રહણ કરવી યા ન કરવી તેમાંય પણ મહોબ્બતખાંની ઇચ્છા વા અનિચ્છા? કલ્યાણી! જે દિવસે મહોબ્બતખાં હિન્દુધર્મનો ત્યાગ કરી મુસલમાન થયો હતો તે જ દિવસે તેણે તમારો પરિત્યાગ કરી દીધો હતો.

કલ્યાણી—નહિ, તેમણે મારો પરિત્યાગ કર્યો ન હતો.

ગોવિંદ૦—તેણે તમારો પરિત્યાગ કર્યો ન હતો? શું હજી પણ તમારા અપમાનની હદ આવી ગઈ નથી? તો સાંભળો. તમે મહોબ્બતખાંને કોઈ પત્ર લખ્યો હતો?

કલ્યાણી—હા, લખ્યો હતો.

[ અજયસિંહ પ્રવેશ કરે છે. ]

ગોવિંદ૦ [ કપાળ કુટતાં ]—હા અદૃષ્ટ! મહોબ્બતે તે પત્ર પાછો મોકલી આપ્યો છે અને વધારામાં તે પર લખ્યું છે, કે 'કલ્યાણી! હું તમને ગ્રહણ કરી શકતો નથી.' શું આટલું અપમાન કરાવ્યા વિના રહ્યું જતું ન હતું? લ્યો, આ રહ્યો તે પત્ર.

( પત્ર ફેંકે છે તે લઇને કલ્યાણી ઉત્સુકતાથી જોવા લાગે છે. )

ગોવિંદ૦—કેમ અજય! ખબર તો ઠીક છે ને?

અજય૦—હા, પિતાજી, બધી રીતે ઠીક છે. પણ મોગલો ફરીને મેવાડ પર આક્રમણ કરવાને આવ્યા છે.

ગોવિંદ૦—આ વખતે સેનાપતિ કોણ છે ?

અજય૦—શાહજાદા પરવેજ.

ગોવિંદ૦—લશ્કર કેટલું છે ?

અજય૦—લગભગ એક લાખ.

ગોવિંદ—આ વખતે સઘળું જ નાશ પામશે, કંઈ પણ રહેવા પામશે નહિ. મેવાડમાં જે કંઈ થોડું ઘણું જીવન અવશેષ રહ્યું હતું તે પણ આ સમયે નષ્ટ થઇ જશે. કલ્યાણી ! શિર નીચું કેમ ઢાળ્યું છે ?

કલ્યાણી—શું કહું પિતાજી !

ગોવિંદ૦—શું હજી પણ મહોબ્બતખાં તમારા સ્વામી છે ?

કલ્યાણી—અવશ્ય. જે પતિ પોતાની પત્ની પર પ્રેમ રાખે છે તેની પૂજા તો સઘળી જ સ્ત્રીઓ કરે છે. ખરી સાધ્વી તો એ જ છે, કે પતિ જે પગથી તેને લાત મારે છે તે પાદનું તે પૂજન કરે છે. વિચ્છેદ થવા છતાં પણ જેની પતિ-ભક્તિનો ક્ષય થતો નથી, અવજ્ઞા યા અપમાન થવા છતાં જેના દિલમાં લેશ પણ સંકોચ પેદા થતો નથી, નિષ્ઠૂરતા પ્રકટ કર્યા છતાં હ્રાસ થતો નથી, નિરાશાને પ્રસંગે જેમાં ક્ષોભ થવા પામતો નથી; જેની પતિ-ભક્તિ અંધકારમાં ચંદ્રના જેવી શાન્ત, ઝંઝાવાતમાં પર્વતના જેવી દૃઢ, વિવર્તનમાં ધ્રુવ તારાની માફક સ્થિર;—જેની પતિ-ભક્તિ સર્વ કાળે, સર્વ અવસ્થામાં વિશ્વાસના જેવી શુદ્ધ કરુણા સમાન અયાચિત, માતૃસ્નેહસમ

નિરપેક્ષ હોય તે જ સ્ત્રી સાધ્વી છે. મહોબ્બતખાં મારા સ્વામી છે, પતિ છે, દેવતા છે;-તે મને પોતાની સેવામાં રાખે અગર ન રાખે તે બન્ને મારા મનથી તો એક જ છે.

ગોવિંદ૦—બન્ને એક જ છે ? કલ્યાણી ! શું તું મારી પુત્રી નથી ?

કલ્યાણી--પિતાજી ! હા, હું આપની જ પુત્રી છું. આપના ગૌરવને હું કદિ લેશ પણ ક્ષતિ પહોંચાડીશ નહિ. આજે હું એક મહાન્ ઉત્કર્ષ અનુભવી રહી છું. આજે મને એ બતાવવાનો એક મહાન્ સુયોગ સાંપડયો છે, કે હું તેમની સાધ્વી સ્ત્રી છું. જેવી રીતે આપે આપના દેશની ખાતર આપનું જીવન અર્પણ કર્યું છે તેવી જ રીતે હું પણ આજે મારા પતિની ખાતર મહાન્ આનંદમય ઉત્સર્ગના પથ પર ગતિ કરી રહી છું. તાકાત છે કોની કે જે મને હવે રોકી શકે ?

( આવેશને લીધે કલ્યાણીનો સ્વર કમ્પવા લાગે છે. )

ગોવિંદ૦—ઉત્સર્ગ ? પુત્રી ! શું તું તારી આવી કુલટા પ્રવૃત્તિને ઉત્સર્ગ કહે છે ?

અજય૦—પિતાજી ! આપ આ શું બોલી રહ્યા છો ? જે કંઈ કહો તે વિચાર કરીને બોલો. ક્રોધના આવેશમાં આપ આ શું કહી રહી રહ્યા છો તેની આપને ખબર નથી. તેમ નહિ તો જે પ્રવૃત્તિ અતિ મહાન્, અતિ સુન્દર, અતિ પવિત્ર છે તેને આપ આટલી બધી કુત્સિત કેમ માની રહ્યા છો તે હું સમજી શકતો નથી.

**કલ્યાણી** ( સગર્વ )—બન્ધુ! તું જ સાચો ભાઈ છે!

ગો.વિંદ૦—અજય! હું હજારો વાર કહી ચૂકયો નથી, કે કલ્યાણીને પતિ જ નથી? કહી ચૂકયો નથી, કે તે વિધવા છે?

**કલ્યાણી**—તેમજ હું પણ હજારો વાર કહેવાને તૈયાર છું, કે આમરણાન્ત મહોબ્બતખાં જ મારા પતિ છે.

ગોવિંદ૦—એ મહોબ્બતખાં તારો પતિ? એ નિંદ્ય, નીચ, અધમાધમ--

**કલ્યાણી**—પિતાજી! નક્કી કરી માનો, કે તે આપને માટે નિંદ્ય હોવા છતાં પણ મારા માટે પૂજ્ય છે.

ગોવિંદ૦—પૂજ્ય? એ જાતિ–દ્રોહી વિધર્મી મહોબ્બતખાં ગોવિંદસિંહની કન્યાનો પૂજ્ય છે? હા અદૃષ્ટ!

**કલ્યાણી** ( સ્થિર સ્વરે )—પિતાજી! હું પિતાને જાણતી નથી, જાતિને પિછાનતી નથી, ધર્મને ઓળખતી નથી. પતિ એ જ મારો ધર્મ છે. મહાન્ ધર્મશાસ્ત્રકારોએ એથી વિશેષ સ્ત્રીને માટે કોઈ અન્ય ધર્મ કહેલો જ નથી. પિતાજી! એક વાર સ્ત્રીએ જ્યાં ઝંપાપાત કર્યો કે બસ, પછી ત્યાં ચાહે તો અમૃતનો ઝરો હો અગર વિષનો સાગર હો, તે સ્થળ જ તેનું જીવન, મરણ, ઈહિકાલ, પરકાલ સૌ કાંઈ છે. મહોબ્બતખાં ચાહે હિન્દુ હો અગર મુસલમાન, ચાહે આસ્તિક હો વા નાસ્તિક; તોપણ હવે તો હું અને તે બન્ને એક જ પથનાં પથિક છીએ. અને તેથી જો મારે તેમની સાથે નરકમાં જવું પડે તો ત્યાં જવાને માટે પણ હું તૈયાર છું.

ગોવિંદ૦—તો જાઓ–તમારી ઇચ્છા હોય ત્યાં જાઓ. આજથી હું તમારો પરિત્યાગ કરૂં છું.

અજય૦—આ શું ? પિતાજી ! આપ આ શું કરી રહ્યા છો ? કલ્યાણી આપની પુત્રી—

ગોવિંદ૦ ( વચમાં )—નહિ, તે મારી પુત્રી નથી. જાઓ, કલ્યાણી ! તમારા પતિની પાસે જાઓ–નરકે જાઓ.

કલ્યાણી—પિતાજી ! આપની આજ્ઞા શિરમાન્ય છે. હવે મને જવાની રજા આપો, પિતાજી !

( કલ્યાણી ગોવિંદસિંહને પ્રણામ કરે છે. )

અજય૦—પિતાજી ! કંઈ વિચાર કરો. આવો અન્યાય ન કરો. કલ્યાણી સ્ત્રીજાતિ છે. જો તે ભૂલ કરે, અપરાધ કરે, તોપણ તેને ક્ષમા આપવી ઉચિત છે.

ગોવિંદ૦—અજય ! કલ્યાણી નરકે જવા ચાહે છે. ભલે જાય. હું તેને રોકવા ઇચ્છતો નથી.

અજય૦—તેને માટે તે નરક નથી. પિતાજી ! જે સ્થળે પ્રેમનો પુણ્યપ્રકાશ છે ત્યાં જ સાચું સ્વર્ગ છે. વગર વિચારે એ રત્નને ગુમાવો નહિ. આપ શું કરી રહ્યા છો તેની આપને જાણ નથી.

ગોવિંદ૦—અજય ! હું બહુ જ સારી રીતે જાણું છું. કલ્યાણી ! જે અંતરથી દેશનું દુસ્મન હોય તેને માટે મારા ઘરમાં સ્થાન નથી. જો તમારો ધર્મ ' પતિ ' છે તો મારો ધર્મ ' દેશ ' છે. જાઓ.

( ગોવિંદસિંહ પીઠ ફેરવી લે છે. )

**કલ્યાણી**—જેવી આજ્ઞા, પિતાજી ! ( જવા માંડે છે. )

**અજય૦**—થોભો કલ્યાણી ! પિતાજી ! તો મને પણ જવાની આજ્ઞા આપશો.

**ગોવિંદ૦** ( સન્મુખ ફરીને )—કેમ, શા માટે અજય ?

**અજય૦**—હું તે અબલા બાલિકાને એકલી જવા દઇ શકીશ નહિ. હું પણ તેની સાથે જ જઈશ.

**ગોવિંદ૦**—પણ અજય ! મેં તને તો ઘરથી બહાર જવા કહ્યું નથી.

**અજય૦**—મેં પણ તેની અપેક્ષા રાખી નથી, પિતાજી ! કલ્યાણી સ્ત્રી છે. આપ તેને તેના ઘરમાંથી દૂર કરો છો, અને નર-પિશાચથી ભરેલા સંસારમાં એકલી જતી કરો છો. જો આ સમયે તેની પાસે તેનો પતિ હોત તો તે તેની રક્ષા કરત. તેનો પતિ તેની પાસે નથી, પરન્તુ તેનો ભાઈ છે. તે તેની આ વિપત્તિના સમયે રક્ષા કરશે. આવો કલ્યાણી, આજ આપણે ભાઈ અને બહેન આ વિક્ષુબ્ધ સંસાર-સાગરમાં આપણી નૌકાને ઝોકાવીએ. જોઇએ, તે કિનારે પહોંચે છે, કે નહિ ! પિતાજી ! પ્રણામ.

( અજયસિંહ પ્રણામ કરે છે. )

( અજયસિંહ કલ્યાણીને પોતાની સાથે લઇને ત્યાંથી ચાલી નીકળે છે. ગોવિંદસિંહ પત્થરની મૂર્તિવત્ સ્થિર ઠરી જાય છે. )



## પ્રવેશ સાતમો.

સ્થળ—ચિતોડની પાસેનું એક જંગલ.

સમય—સન્ધ્યા.

(સગરસિંહ અને અરુણસિંહ એક વૃક્ષની નીચે ઉભા રહ્યા છે. દૂર એક પહાડની પાછળના ભાગમાં સૂર્ય અસ્ત પામતો જાય છે.)

**સગર૦**—આ રાજ્યમાં રહેવાની મારી તો લેશ પણ ઈચ્છા નથી. ચિતોડનો દુર્ગ જાણે એક પ્રકારનું કારાગૃહ. પ્રાચીન, ભીષણ, અંધકાર અને તે ઉપરાન્ત ચારે દિશાએ પહાડ અને ઝાડ! મનુષ્યનું તો ક્યાંઈ નામનિશાન પણ નથી. આટલાં પુરાણાં અને મોટાં વૃક્ષો મેં ક્યાંઇ પણ જોયાં નથી! અરુણ! હું તો પાછો આગ્રે જતો રહીશ.

**અરુણ૦**—પરન્તુ મને તો આ સ્થાન બહુ જ સારૂં લાગે છે, દાદાજી! અહીંના પ્રત્યેક પહાડની સાથે અમારા પૂર્વજોની સંસ્મૃતિ જડાઇ રહેલી છે. દાદાજી! શું પ્રાચીન કાળના ગૌરવની કથા આપને સારી નથી લાગતી?

**સગર૦**—લ્યો જુઓ, વળી પાછાં એનાં એજ પ્રાચીન ગૌરવનાં રોદણાં! અરે બેવકુફ! જે થઈ ગયું તે થઈ ગયું; તેને માટે વૃથા માથાફોડ શા સારૂ કર્યા કરે છે? જવા દે એ ગઈ ગુજરી વાતો.

**અરુણ૦**—ભલે, આપને ગમે તેમ લાગે, પરન્તુ મને તો વર્તમાનની અપેક્ષાએ ભૂતકાળ બહુ જ સારો માલૂમ પડે છે.

વર્ત્તમાન બહુ જ તીવ્ર અને ઘણો જ સ્પષ્ટ છે; પરન્તુ ભૂતકાળની આડે એક પ્રકારનું ધાડ પડ ફરી વળેલું હોઈ તેનો જોઇએ તેવો સ્પષ્ટ પ્રબોધ થતો નથી. ભૂતકાળ જાણે નીલિમા સમાન, ઉપન્યાસ સમાન, સ્વપ્નતુલ્ય હોય છે.

**સગર૦**—જેનો મને ડર હતો તે જ પાછું આવી લાગ્યું. જેમ જેમ તું મોટો થતો જાય છે તેમ તેમ તારી માના જેવો જ બનતો જાય છે. તે પણ આવી જ વાતો કર્યા કરતી હતી. બસ, એ પ્રકારની વાતો કરતાં કરતાં જ તે ઘર છોડી જતી રહી છે. પાછળથી તેનો પત્તો પણ લાગ્યો નહિ, કે તે ક્યાં ચાલી ગઈ.

**અરુણ૦**—હું તેને શોધી લાવીશ.

**સગર૦**—આ જંગલમાંથી ? અરે ભાઇ ! જો આ જંગલમાં કદાચ સૂર્ય છૂપાઈ ગયો હોય તો તેને પણ શોધી કાઢવો અતિ મુશ્કેલ છે. તારી મા તો મા જ છે.

**અરુણ૦**—ના, દાદાજી ! હું હવે આગ્રે આવીશ નહિ. આપને જવું હોય તો જજો. આ સ્થાન મને ઘણું જ સરસ અને પ્રિય લાગે છે. વળી જ્યારે મારી મા આ જ દેશમાં છે તો પછી આ જ મારૂં ઘર. આગ્રામાં તો આટલા દિવસ હું જઇ વસેલા જેવો હતો.

**સગર૦**—મને પ્રથમથી જ આ વાતનો ડર હતો. તે તો ઠીક, પણ આગ્રામાં પાદશાહનો નવો સફેદ પત્થરનો મહેલ છે તે તેં જોયો લાગતો નથી. ચાલ, આ વખતે તને તે જરૂર જ બતાવીશ.

**અરુણ૦**—નહિ, હું કંઈ જ જોવા ચ્હાતો નથી. મને તો તેના કરતાં આ નિર્જન વન પણ વિશેષ સુંદર લાગે છે.

**સગર૦**—આગ્રામાં ૭૮ તો મસીદો છે. તે સર્વ એક-એકથી ચઢીઆતી, તદ્દન નવી અને ઝગમગાટ!

**અરુણ૦**—દાદાજી! મને તો સેંકડો ઉંચી ઉંચી સોને મઢેલી મસીદો કરતાં મારા દેશનું એક ભાગ્યું તૂટયું મંદિર વિશેષ ભવ્ય અને પ્રિય લાગે છે. મોગલોના પગ પાસે બેસી રાજભોગ આરોગવા કરતાં મારી દીન માતાના ખોળામાં બેસી લૂખું સુખું ખાવું મને વિશેષ મધુર અને સુખપ્રદ ભાસે છે. દાદાજી! શું આપ આ ભીખ માગી ખાવાને માટે પોતાનો દેશ છોડી, ભાઈ છોડી, સેંકડો પુણ્ય-વાર્તાઓથી જડિત પોતાનું ઘર છોડી અન્યના દ્વારે જઈ વસ્યા હતા? તેઓ આપને યદિ હંમેશાં ભીખમાં મુઠ્ઠી ભરી સોનું આપે તોપણ તેની સાથે તેમના પગની ધૂળ તો ભળેલી જ છે. તેઓ જ્યારે આપની સામે જોઈ હસતા હોય છે ત્યારે હું જોઉં છું, કે તે હાસ્યની નીચે તિરસ્કાર પણ ડોકીઆં કરી રહેલો હોય છે. દાદાજી! હું તો અન્યના આપેલા સોનાના ભંડારો કરતાં મારા ભાઈના ખાલી હાસ્યને વિશેષ કીંમતી અને આનંદપ્રદ સમજું છું.

[ સત્યવતી પ્રવેશ કરે છે. ]

**સત્ય૦**—જીવતો રહે બાપ! એ જ વાત સત્ય છે.

**સગર૦**—કોણ? સત્યવતી? આ શું સ્વપ્ન કે સત્ય? સત્ય

જ ! એ સત્યવતી જ છે. સત્યવતી ! પુત્રી ! તું અહીં ક્યાંથી? શી રીતે આવી ?

**સત્ય૦**—વ્હાલા વત્સ ! જે દિવસે હું સ્વદેશ અર્થે સંન્યાસ લઈ ઘરથી બહાર નીકળવા લાગી હતી તે દિવસે તારા બન્ને નાના નાજુક કરના બન્ધનને છોડાવી ચાલી નીકળવું એ જ મારા માટે સર્વથી અધિક કઠિન થઈ પડયું હતું. જ્યારે હું આ પહાડોની ધારે ધારે મેવાડનો મહિમા ગાતી, ફરતી હતી ત્યારે તારા મૃદુ હાસ્યને ભૂલી જવું એ જ મને સર્વથી અધિક કઠોર જણાતું હતું. જ્યારે મેં સાંભળ્યું, કે તું અહીં આવ્યો છે ત્યારે મારાથી વધારે વખત રહી શકાયું નહિ. હું તરત જ દોડતી દોડતી તારૂં મુખ નિહાળવાને અહીં આવી પહોંચી. આટલી વાર સુધી હું છૂપી રીતે તારી અમૃતભરી વાણી સૂણતી હતી; સોચતી હતી, કે શું આ મર્ત્ય લોકનું સંગીત છે ! શું આવી સ્વર્ગીય વાતો પણ આ પૃથ્વી પર થઈ શકે છે ! છેવટે હું એવા રીતે વધારે વખત રહી શકી નહિ. મારા પુત્ર ! મારા સર્વસ્વ !

( સત્યવતી હાથ લાંબા કરે છે. )

**અરુણ૦**—મા ! મા ! ( કહી સત્યવતીને વળગી પડે છે. )

**સગર૦**—સત્યવતી ! મારી દીકરી ! મારી સામે તો તેં એક વાર પણ જોયું નહિ. મેં શું કોઈ અપરાધ કર્યો છે ?

**સત્ય૦**—અપરાધ ? શું આપ આપના અપરાધને જાણતા નથી ? નહિ, તે જાણવાની શક્તિ જ આપનામાં નથી. આપ

આપની આ દીન, હીન, દુ:ખી જનની જન્મભૂમિનો ત્યાગ કરી મોગલોના પ્રસાદ-ભોગી બન્યા છો. આપ તે મોગલોના દાસ બન્યા છો, કે જેઓએ અમારા ભારતવર્ષને છીનવી લીધો છે; જેઓએ તેનાં મંદિરોને જમીનદોસ્ત અને તીર્થક્ષેત્રોને અપવિત્ર કરી મૂક્યાં છે; જેઓએ સ્ત્રીજાતિને કલંકિત કરી છે અને આ વીર-ભૂમિના પુરુષ વર્ગને મનુષ્યત્વહીન બનાવી દીધો છે. જે મોગલો ગર્વથી છકી જઈ રાજપૂતાનાના અવશેષ સ્વાધીન રાજ્ય મેવાડ ઉપર વારંવાર આક્રમણ કરી રહ્યા છે; જેઓ મદોન્મત્ત બની અમારી જન્મભૂમિનો વિધ્વંસ કરવા મથી રહ્યા છે, જેઓ સુશ્યામલતા પરથી તેનાં સંતાનોના રક્તની નદીઓ વહાવી રહ્યા છે;—આપ તે મોગલોના આશ્રયે જઈ વસ્યા છો. આપ તે જ મોગલોની કૃપાથી આપના ભત્રીજા, રાણા પ્રતાપસિંહના પુત્રને પદચ્યુત કરવાને તૈયાર થયા છો. આટઆટલું છતાં આપ પૂછો છો કે મારો શો અપરાધ છે! જાઓ, પિતાજી! આપે આપના માટેનો માર્ગ જુદો પસંદ કર્યો છે અને અમારો માર્ગ પણ જુદો છે. આવ પુત્ર! આ અન્ધકારમાં, આ દુર્દિનમાં તું જ મારો સહયાત્રી છે. આજ મારા હૃદયમાં બેવડું બળ ઉછળી રહ્યું છે. આવ, પુત્ર! ચાલ.

[ અરુણને સાથે લઇ જવાને તૈયાર થાય છે. ]

સગર૦—નહિ નહિ, સત્યવતી! જાઓ નહિ. અરુણ! તું પણ ઠેરી જા. નહિ, ચાલો હું પણ તમારી સાથે આવીશ. આજ મારા નેત્રનાં પડળ દૂર થયાં છે—મારી આંખો ઉઘડી

ગઈ છે! આજ મેં મારી માતૃભૂમિને પિછાની છે. આજથી હું મારા આ હૃદયમાંથી પરાઇ મહેરબાનીની આશાને ઉખેડી ફેંકી દઉં છું. આજથી હું મારા દેશની સાથે દુઃખ, દારિદ્રય અને અનશન વ્રતનો અંગીકાર કરૂં છું. આવ દીકરી! તને મારા હૃદયસરસી ચાંપી લઉં.

સત્ય૦—આ શું, પિતાજી! શું આજ મારૂં એટલું બધું સદ્‌ભાગ્ય, કે હું એકી વખતે અને એકી સાથે પિતા અને પુત્ર બન્નેને પ્રાપ્ત કરી શકીશ! પિતાજી! આપ જે કંઈ કહી રહ્યા છો તે શું સાચું છે? તદ્દન સત્ય છે?

સગર૦—હા સત્યવતી! તે સાચું છે, તદ્દન સત્ય છે. પ્રથમ આ સઘળી વાતો મારી સમજમાં આવી શકતી નહતી. તું મને માફ કર. માફ કર.

સત્ય૦—પિતાજી! પિતાજી!

[ સત્યવતી ઘૂંટણીએ પડી પિતાના પદે મસ્તક ધરે છે. ]



# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ—ઉદયપુરની રાજસભા.

સમય—પ્રભાત.

( સામન્તગણ ઉભા ઉભા વાતો કરી રહ્યા છે. )

જયસિંહ—આ કામનેરનું યુદ્ધ ઈતિહાસનાં પૃષ્ઠોમાં સોનેરી અક્ષરોએ કોતરી રાખવા યોગ્ય છે.

ગોકુલસિંહ—પરવેજની રસદ આવવાનો માર્ગ બંધ કરી દેવામાં જ મહાન્ બુદ્ધિમત્તા સમાયેલી હતી.

ભૂપતિ૦—મને લાગે છે, કે તે એ જંગલના રસ્તાને જાણતો ન હતો.

ગોકુલ૦—પરન્તુ પલાયન કરી જવાનો માર્ગ તો સારો જાણતો હતો !

જય૦—આજ મેવાડનું ગૌરવમય પ્રભાત છે. જુઓ કેવા નૂતન પ્રકાશથી મેવાડના પહાડો ઝળકી રહ્યા છે !

ભૂપતિ૦—આજના પ્રભાતનો આ શીતલ મંદ સમીર સમસ્ત ભારતવર્ષમાં આ વિજય-વાર્તા પ્રસારો.

[ રાણા અમરસિંહ પ્રવેશ કરે છે. ]

સર્વે—જય ! રાણા અમરસિંહની જય !

[ રાણા સિંહાસન પર બેસે છે. ]
[ રાજકવિ કિશોરદાસ પ્રવેશ કરે છે અને રાણાના વિજયનું ગીત ગાય છે. ]

ગીત.

[ રાગ-માલકોશ. ]

વીર મહીપતિ નરપતિ જય જય,
રવિકુલ રવિ પ્રભુ ભારત રક્ષક,
પામે શત્રુ સદા તમથી ભય—વીર૦
પ્રગટે ગગન પ્રતાપ પ્રબલ તમ,
વિશ્વપતિ કરે રિપુ દલ બલક્ષય—વીર૦

**રાણા**—કિશોરદાસ ! તમારા ગીતને છેડે એક વિશેષ ચરણ જોડી દો.

**કિશોર૦**—કયું ? મહારાણા !

**રાણા**—તમ કારણથી જાશે સર્વે,
કરશો તમે તમ કીરતી કુલક્ષય.

**જય૦**—એમ શા માટે, મહારાણા ?

**રાણા** ( જરા હસીને )—શા માટે ? પૂછો છો શા માટે ? જોઈ લેજો.

( સત્યવતી પ્રવેશ કરે છે. )

**સત્ય૦**—મેવાડના રાણાની જય થાઓ.

**રાણા**—કોણ ? બેન સત્યવતી ? [ રાણા સિંહાસનથી ઉતરી તેની અભ્યર્થના કરે છે અને કહે છે ] પધારો, બેન !

**સત્ય૦**—મહારાણા ! અત્યાર સુધી બહાર ઉભી ઉભી હું

મેવાડનું વિજય-ગીત સૂણતી હતી. સૂણતાં સૂણતાં આંખોમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં. હું મન્ત્રમુગ્ધની માફક ચુપચાપ ઉભી સાંભળવા લાગી. લંકાનો વિજય અને તે સાથે મહારાણાના પૂર્વપુરૂષ ભગવાન રામચન્દ્રના અયોધ્યા-પ્રવેશની વાત મારા દિલમાં ખડી થઈ. તે પછી ગાન બંધ પડયું. જાણે કોઈ દેવી આવી તેની આસપાસ પોતાના સૌન્દર્યની ઝલક પાથરી પોતાના સ્વર્ગના રાજ્યમાં તેને ઉડાવી લઈ ગઈ હોય એવો ભાસ થયો, અને હું સ્વપ્નસમ ઝબકી ઉઠી.

**રાણા૦**—સત્યવતી ! ગાન એ પ્રકારે જ બંધ પડે છે. સઘળાં જ ગાન એક પ્રકારના આનંદ-કોલાહલની પેઠે શરૂ થાય છે, અને અંતમાં એક દીર્ઘ નિશ્વાસની સાથે ભળી જાય છે.

**સત્ય૦**—આ શું મહારાણા ! આ આનંદના દિવસે આપ આટલા બધા નિરાનંદ અને વિરસ કેમ ? આપ આપના હૃદયમાંથી એ નિરાશાને કાઢી ફેંકી દો. આજ મેવાડનો મહાન્ ગૌરવનો દિન છે.

**રાણા**—હા, કહેવાય છે, કે ગૌરવનો દિન છે. પણ સત્યવતી ! એક નવી વાત સાંભળશો ? કામનેરના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનાર અમે નથી.

**સત્ય૦** (ચમકીને)—તમે નહિ તો કોણ ? મોગલો ?

**રાણા૦**—નહિ. રાજપૂતો જ. રાજપૂતોએ જ વિજય મેળવ્યો છે. પણ અમે જેઓ અહીં વિજયોત્સવમાં આનંદમગ્ન બની જયઘોષણા કરી રહ્યા છીએ તેઓ એ યુદ્ધના વિજયી યોદ્ધા નથી. વિજય પ્રાપ્ત કરનાર યોદ્ધા તો એ યુદ્ધભુમિમાં

મળ્યા છે. સત્યવતી ! યુદ્ધમાં વાસ્તવિક વિજય મેળવનાર તેઓ નથી કે જેઓ રણભૂમિમાંથી નિશાન ઉડાવતા, ડંકા બજાવતા અને જયધ્વનિ કરતા કરતા પાછા ફરે છે. અસલ વિજય પ્રાપ્તિ કરનાર તો તેઓ જ છે, કે જેઓએ યુદ્ધમાં પ્રાણસમર્પ્યા છે.

સત્ય૦—મહારાણા ! આપનું કથન કેવળ સત્ય છે. તેઓની કીર્તિ અમર રહો. મહારાણા ! એક શુભ સમાચાર નિવેદન કરવા ચાહું છું.

રાણા—શા સમાચાર, સત્યવતી ?

સત્ય૦—મારા પિતા-રાણા સગરસિંહે આપના માટે ચિતોડનો કિલ્લો છોડી દીધો છે. આપ બેધડક જઈ તે કિલ્લા પર આપનો અધિકાર જમાવો.

રાણા—ચિતોડનો કિલ્લો, અને તંય વળી અમારા માટે છોડી દીધો છે ! સત્યવતી ! તમે આ શું બોલી રહ્યાં છો ! એમ તે કદિ બની શકે ! શું એ વાત સાચી છે ?

સત્ય—હા, મહારાણા ! એ વાત પૂરેપૂરી સાચી છે.

રાણા—તેમણે આમ એકાએક અમારા માટે એ કિલ્લો કેમ છોડી દીધો ? શું પાદશાહે તેમને એમ કરવા ફરમાવ્યું હતું ?

સત્ય૦—નહિ મહારાણા, તેમણે પાદશાહના ફરમાનથી તેમ કર્યું નથી. પાદશાહે તેમને ચિતોડનો કિલ્લો અર્પણ કરી દીધો હતો. તેમની ઈચ્છામાં આવે તેને તે કિલ્લો આપી દેવાનો તેમને અધિકાર છે. આથી તે પશ્ચાત્તાપપૂર્વક એ કિલ્લો આપને અર્પણ કરી આજે ચાલ્યા ગયા છે.

**રાણા૦**—સામન્તો ! જયધ્વનિ કરો, સ્વર્ગસ્થ પિતાજીના જીવનનું સ્વપ્ન આજે સફળ થયું છે, નહિ કે તેમના પુત્રના બાહુબલથી; પરન્તુ તેમના ભાઇએ કરેલા દાનથી. ચાલો, કિલ્લાને સ્વાધીન કરો, નવી સેના સુસજ્જ કરો, આગળ વધો, આક્રમણ કરો, અંતપર્યંત યુદ્ધ કરો.

**સત્ય૦**—જય ! રાણા અમરસિંહની જય !

**સામન્તો**—જય ! રાણા અમરસિંહની જય !

---

## પ્રવેશ બીજો.

---

સ્થળ—ગામ બહાર રસ્તાની બાજુ પરની ભાગીતૂટી ઝુંપડી.

સમય—સાયાહ્ન.

[ કલ્યાણી અને અજયસિંહ માર્ગે ચાલ્યાં આવે છે. ]

**કલ્યાણી**—ભાઇ ! હવે તો ચાલી શકાતું નથી.

**અજય૦**—આજ આપણે આ ગામમાં જ મુકામ કરીશું. ગામના પાદરમાં જ આ ઝુંપડી છે. કોઈ દુકાન હોય એવું જણાય છે. બારણાં ઉઘાડાં પડયાં છે. અંદર અંધારૂં ઘોર છે.

**કલ્યાણી**—જરા બુમ મારી જુઓ જો.

**અજય૦**—કોઇ છે ? અંદર કોઈ છે કે ? મહીં તો કોઈ જ બોલતું નથી. અહીં કોઇ રહેતું હોય એમ જણાતું નથી.

**કલ્યાણી**—આજે અહીં જ રહીએ. હવે મારાથી ચાલી શકાશે નહિ.

**અજય૦**—ઠીક, ત્યારે તમે અહીં થોડીવાર બેસો. હું આ ગામમાં જઈ દીવો લઈ આવું.

**કલ્યાણી**—જાઓ. હું તો હવે એક પગલું પણ ચાલી શકું તેમ નથી. ભાઈ ! મને ભૂખ પણ બહુ જ લાગી છે.

**અજય૦**—હું કંઈ ખાવાનુંએ લેતો આવીશ. તમે અહીં બેસો.

**કલ્યાણી**—ભાઈ ! જલદી આવજો. હું એકલી છું. મને ડર લાગે છે.

**અજય૦**—હું બહુ જ ઉતાવળે આવીશ. અહીં ડરવા જેવું શું છે ? કોઈ છે તો નહિ. [ જાય છે. ]

**કલ્યાણી**—આજ સુધી હું કદિ પણ પગે ચાલી નથી. આજે ચાલતાં ચાલતાં પગ લોહીલુહાણ થઇ ગયા છે. પણ તેમાંય કેવો આનંદ ! સ્વેચ્છાથી સ્વીકારેલાં આ દુઃખ અને દારિદ્રય મારા દિલમાં એક પ્રકારની નિઃસીમ અભિમાનની લાગણી સ્ફુરાવે છે. જેવી રીતે નદી પ્રબલ તરંગોલ્લાસ વહાવતી અપ્રતિહત વેગે સમુદ્ર પ્રતિ ધસતી જાય છે તેવી જ રીતે હું પણ મહાન્ ઉત્સાહથી મારા સ્વામી પાસે જવાને ગતિ કરી રહી છું. પરન્તુ હું તે પણ જાણતી નથી, કે તેઓ મને દાસી ભાવે પણ પોતાનાં ચરણમાં સ્થાન આપશે કે નહિ.–કોણ ?

[ સંન્યાસીના વેશમાં સગરસિંહ પ્રવેશ કરે છે. ]

**સગર૦**—હું એક રાજપૂત છું. ડરવાનું કંઈ જ કારણ નથી, બેટા ! હું જોઈ શકું છું, કે તમે પણ કોઇ રાજપૂત સ્ત્રી છો. પણ, અહીં તમે એકલાં કેમ ?

**કલ્યાણી**—મારા ભાઈ હમણાં જ કંઈક ખાવાનું અને દીવોબત્તી લેવા આ ગામમાં ગયા છે.

**સગર૦**—બહુ સારૂં. તો હું તે આવે ત્યાંસુધી અહીં જ રહીશ. આ સ્થાનમાં મુસલમાન સૈનિકોનો ઉપદ્રવ ચાલુ છે. તેમાંના ચાર-પાંચ જણને તો મેં અહીં આટલામાં ફરતા હમણાં જ જોયા હતા. તમારા ભાઈ આવી પહોંચે ત્યાંસુધી હું તમારી રક્ષા કરીશ.

**કલ્યાણી**—હા, મારી રક્ષા કરો ! મને બહુ જ ડર લાગે છે.

**નેપથ્યમાં**—આ ઝુંપડીમાં ?

**નેપથ્યમાં**—હા, તે જ ઘરમાં.

[ કમાડ ખખડાવે છે. ]

**કલ્યાણી**—કોણ ? ભાઇ ! ભાઇ !

[ ત્રણ લુટારા પ્રવેશ કરે છે. ]

**૨જો લુટારો**—પકડો !

( ૧લો લુટારો કલ્યાણીને પકડવા જાય છે. કલ્યાણી દૂર ખસી જઈ બૂમ મારે છે. )

**કલ્યાણી**—બચાવો ! બચાવો !

**સગર૦** [ આગળ આવીને ]—ખબરદાર !

૧લો લુટારો—આ કોણ ?

૨જો લુટારો—જે હોય તે, લગાવ એને.

[ સગરસિંહ લુટારા સાથે લડે છે અને લડતાં લડતાં ઘાયલ થઈ પડે છે.]

કલ્યાણી—ભાઈ ! ભાઈ !

અજય૦—ડરીશ નહિ, કલ્યાણી ! હું આવી પહોંચ્યો છું.

[ અજયસિંહ તલવાર ખેંચી લુટારા પર તુટી પડે છે. કેટલાક જમીન-દોસ્ત થાય છે અને બચેલા નાસી જાય છે. ]

અજય૦—આ સઘળાનો નાશ કર્યો. પણ,

[ સગર તરફ જોઇને ]—આ કોણ છે ?

કલ્યાણી—તે મારી રક્ષા કરવા આવ્યા હતા. મને બચાવતાં જખમી થઈ પડયા છે.

સગર૦—તમે કોણ છો ?

અજય૦—હું સેનાપતિ ગોવિંદસિંહનો પુત્ર અજયસિંહ છું. આ મારી બેન કલ્યાણી છે.

સગર૦ [ સાશ્ચર્ય ]—શું મહોબ્બતખાંની સ્ત્રી કલ્યાણી ?

અજય૦—હા વીરવર ! આપ કોણ છો ?

સગર૦—હું તે મહોબ્બતખાંનો પિતા-સગરસિંહ છું.



## પ્રવેશ ત્રીજો.

સ્થળ—જોધપુર મહારાજ ગજસિંહનો રાજમહેલ.

સમય—પ્રભાત.

(મારવાડપતિ ગજસિંહ, અનુચર હરિદાસ, ગજસિંહનો પુત્ર અમરસિંહ અને દૂતના વેશમાં અરૂણસિંહ.)

**ગજસિંહ**—દૂત! મેવાડના મહારાણાને કહી દેજો, કે એ લગ્ન વિષયે હું સમ્મત થઇ શકતો નથી. જેઓ સમ્રાટ્‌ના વિદ્રોહી છે તેમની સાથે હું કોઇપિણ પ્રકારનો સંબંધ રાખવા ચ્હાતો નથી.—કેમ હરિદાસ! બરાબર છે ને?

**હરિદાસ**—જી હા. અવશ્ય એમ જ થવું જોઇએ, મહારાજ!

**અરૂણ૦**—મહારાજ! અમારા મહારાણાને વિદ્રોહી કેવી રીતે કહી શકાય? હજી સુધી મેવાડ મોગલોને અધીન થયું નથી. જે સ્વાધીનતાની તેઓ આટલા દિવસ થયાં રક્ષા કરતા આવ્યા છે તે સ્વાધીનતા જાળવી રાખવાના પ્રયત્નનું નામ વિદ્રોહ હોઈ શકે નહિ.

**ગજ૦**—નહિ કેમ? એનું જ નામ વિદ્રોહ. સમસ્ત રાજપૂતાના જ્યાં શિર ઝૂકાવી મોગલોના સ્વામીત્વનો સ્વીકાર કરે છે ત્યાં એકલું મેવાડ પોતાનું શિર શી રીતે ઉંચું રાખી રહેશે?

**અરૂણ૦**—સમજ્યો. મહારાજના દિલમાં ઇર્ષ્યા થઇ રહી છે! સઘળા પર્વતોનાં શિખરો પરથી ગૌરવનાં રશ્મિ નીચે

ઉતરી ગયાં છે, અને માત્ર મેવાડના પહાડોને જ તે કિરણો વીંટ દઇ રહ્યાં છે. મેવાડનો આ ઉત્કર્ષ મહારાજ સહન કરી શકતા નથી. સઘળા રાજપૂત રાજાઓનાં શિર ઉઘાડાં છે. કેવળ મેવાડના રાણાનો મુકુટ જ તેમના મસ્તકને શોભાવી રહ્યો છે—આ દેખાવ બેશક, મહારાજનાં નેત્રોમાં શૂળની માફક સાલ્યાં કરે તેવો છે. પરન્તુ મહારાજ! આપને એ ગૌરવથી કંઇ રાણાજીએ વંચિત કર્યા નથી; આપ સૌએ પોતે જ પોતાની જાતને તેનાથી વંચિત કરી છે. તેમાં રાણાજીનો કોઈપણ પ્રકારનો દોષ છે જ નહિ.

ગજ૦—દૂત! તું બહુ જ સાહસિક છે. નહિ તો તાકાત નથી કોઈ અન્યની કે જે મહારાજ ગજસિંહની સામે આવી ધૃષ્ટતાભરી વાત કરી શકે. જો રાણા એમ ધારતા હોય, કે તે માત્ર વીશ હજાર રાજપૂતો લઈ ભારત–સમ્રાટ્‌ની સામે ટકી શકશે તો એમના જેવો મૂઢ, ઉદ્ધત અને ઉન્મત્ત બીજો કોઇ ભાગ્યે જ હોઈ શકે. તેમની એ ઉન્મત્તતા એમને જ મુબારક અને શોભાસ્પદ હો.

અરૂણ૦—મહારાજનું કથન યથાર્થ છે. એ ઉન્મત્તતા એમને જ શોભાસ્પદ છે. એ પ્રકારે ઉન્મત્ત થવાની શક્તિ આપનામાં નથી. મહારાજ! આપે જેવી હતી તેવી સાચે સાચી હકીકત કહી દીધી છે.

ગજ૦—દૂત! તું અવધ્ય છે, નહિ તો—

**અરૂણ૦** (વચમાં)—ખેર ! હજી એટલું તો મનુષ્યત્વ આપનામાં છે! પણ મહારાજ ! એ વાત આપ ક્યાંથી શીખ્યા કે દૂત અવધ્ય છે? આપના મુખે એવી મહાન નીતિ! એવી ગહન વાત!

**ગજ૦**—દૂત ! ધૈર્યને પણ કંઈક સીમા હોય છે. જાઓ, રાણાને કહી દો, કે હું એ વિવાડ કરવા ચ્હાતો નથી. જાઓ—

**અરૂણ૦**—જાઉં છું; પણ એક વાત કહેતો જાઉં છું. મહારાજ! મેં સાંભળ્યું છે, કે આપ પાદશાહનો પક્ષ લઈ દક્ષિણમાં અનેક વાર ચઢાઈ કરી ગયા છો, આપે ગુજરાત પર પણ જીત મેળવી છે. મને લાગે છે, કે આ વખતે આપ મેવાડ પણ આવશો. તેમ નહિ તો હું તે માટે આપને નિમન્ત્રણ કરતો જાઉં છું. ( જવાને તૈયાર થાય છે. )

**ગજ૦**—બહુ સારૂં. તેમજ થશે. દૂત! ઉભો રહે. તું પણ અમારી સાથે જ ચાલજે.

**અરૂણ૦**—શું આપ મને કેદ કરશો?

**ગજ૦**—હા.—અમર ! એને કેદ કરી લ્યો.

**અમર૦**—એમ કેમ બને પિતાજી ! એ દૂત છે. દૂત પર અત્યાચાર કરવો એ ક્ષત્રિયોનો ધર્મ નથી.

**ગજ૦**—અમરસિંહ! હું કંઇ તારી પાસે ધર્માધર્મ શીખવા ચ્હાતો નથી. મારી આજ્ઞાનું પાલન કર.

**અમર૦**—પિતાજી ! હું એ અન્યાયયુક્ત આજ્ઞાનું પાલન કરી શકતો નથી.

ગજ૦—શું તું મારી આજ્ઞાનું પાલન કરી શકતો નથી? ઉદ્ધત છોકરા! સાંભળ, તું મારો પાટવીપુત્ર છે. આમ છતાં તું મારી આજ્ઞાનો અસ્વીકાર કરે છે તો ભવિષ્યમાં આ રાજગાદિ તને મળશે નહિ. આ રાજ-સિંહાસન મારો કનિષ્ટ પુત્ર યશવન્તસિંહ શોભાવશે.

અમર૦—આપનું રાજ્ય તે વળી રાજ્ય કેવું? તે આપને જ મુબારક હો. મોગલોના પગની ઠોકરો અને દયાથી બનેલું આપનું જે આ સિંહાસન, તે સિંહાસન પર બેસવાની હું લેશ પણ ઈચ્છા ધરાવતો ન હતો અને નથી. મોગલોનાં જૂતાં શિર પર ચઢાવવાનો મારો કાંઈ જ આગ્રહ નથી.

ગજ૦—ઠીક-ઠીક. તો હું તને તેની શિક્ષા તરીકે મારા રાજ્યમાંથી અત્યારે જ ચાલ્યા જવાની આજ્ઞા કરૂં છું. જા ચાલ્યો જા.

અમર૦—આ ચાલ્યો. (અમરસિંહ ચાલ્યો જાય છે.)

ગજ૦ (થોડી ક્ષણ પછી)—જાઓ દૂત! હું તમને છોડી મૂકું છું.



## પ્રવેશ ચોથો.

સ્થળ—મહોબ્બતખાંના મહેલની બહારનો ભાગ.

સમય—રાત્રિ.

( મહોબ્બતખાં એકલો. )

**મહોબ્બત૦**—મેં તેનો પરિત્યાગ કરી દીધો છે, તોપણુ રહી રહીને પાછું તેનું સ્મરણુ થઈ આવ્યાં જ કરે છે. અત્યારે પણુ તે જ પ્રેમવિહ્વલ દામીનિ સમ દમકતું કિશોર વદન મારાં નેત્ર સમીપ નૃત્ય કરી રહ્યું છે. એવું થયાં કરે છે, કે જાણે કોઈ રત્ન જ ગુમ થઈ ગયું હોયની! તેનો પત્ર પાછો કેમ મોકલાવી દીધો? એવા વિશુદ્ધ અને સાચા સ્નેહની એ પ્રકારે અવજ્ઞા કરીને મેં બહુ જ અનુચિત કાર્ય કર્યું! અત્યારે હવે સમજી શકાય છે, કે તે સમયે તેના પિતા પ્રત્યેના મારા ક્રોધના આવેશમાં મેં તેના ઉત્કટ પ્રેમની અવગણુના કરી બહુ જ બુરૂં કર્યુ કલ્યાણી! મેં તને બહુ જ અન્યાય કર્યો. જો મને કદિ ક્ષમા માગવાનો સુયોગ પ્રાપ્ત થયો હોત તો હું બન્ને હાથ જોડી તેની ક્ષમા માગત—કોણુ?

( એક દરવાન પ્રવેશ કરે છે. )

**દરવાન**—ખુદાવંદ! મહારાજ ગજસિંહ હૂજુરની મુલાકાત લેવા ચાહે છે.

**મહોબ્બત૦**—ગજસિંહ! જોધપુરના રાજા?

**દરવાન**—ખુદાવંદ !

**મહોબ્બત૦**—અહીં જ લઈ આવ.

[ દરવાન જાય છે. ]

**મહોબ્બત૦**—મહારાજ ગજસિંહ અહીં મારે ઘેર શા માટે? એ કાયર, અધમ, મોગલોનો દાસ–હ્યો આ એ જ આવ્યાને !

( ગજસિંહ પ્રવેશ કરે છે. )

**ગજ૦**—આદાબ, ખાનસાહેબ !

**મહોબ્બત૦**—બંદગી, મહારાજ ગજસિંહ ! અહીં આ ગરીબ ઘરમાં આપનાં મુબારક કદમ ક્યાંથી ? કેમ, શા સમાચાર છે ?

**ગજ૦**—પાદશાહ સલામતે આપને યાદ કર્યા છે.

**મહોબ્બત૦**—એ એમની મહાન્ કૃપા છે ! કદાચ મેવાડના યુદ્ધમાં જવાને માટે મને યાદ કરવામાં આવ્યો હશે.

**ગજ૦**—જી હા, ખાનસાહેબ !

**મહોબ્બત૦**—પણ મેં એ વિષે તેમને કેટલીએ વાર મારા આંતરનો હેતુ નિવેદન કર્યો છે. આમ છતાં કોણ જાણે કેમ તેઓ વારંવાર મારૂં એ રીતે સન્માન કર્યા જ કરે છે, મહારાજ ?

**ગજ૦**—મેવાડના રાણાની સાથેના યુદ્ધમાં મોગલ સૈન્ય વારંવાર પરાજય પામી ચૂક્યું છે, આ બીના પાદશાહ સલામતને અત્યન્ત ખેદ ઉપજાવે તેવી છે. આટલા માટે લાચાર બની નિરૂપાયે તેમને આ વખતે આપનું નામ સ્મરણ કરવાની જરૂર પડી છે. પાદશાહી ગૌરવનું રક્ષણ કરી વારંવાર થતા

અપમાનનો જો કોઇ પણ વીર પુરૂષ આ સમયે યોગ્ય ઉત્તર દઈ શકે તેમ હોય તો તે આપ એક જ છો. આપ જ તેમના સાચા સહાયક છો.

**મહોબ્બત૦**—આપને આ કોણે કહ્યું ?

**ગજ૦**—આખું જગત્ બોલે છે, જનાબ !

**મહોબ્બત૦**—હૂં ! ( આમથી તેમ આંટાફેરા મારવા લાગે છે. )

**ગજ૦**—ખાનસાહેબ ! આ વખતે આપ મેવાડના યુદ્ધમાં જરૂર જ શસ્ત્ર ધારણ કરો. મને ખબર છે, કે મેવાડ આપની જન્મભૂમિ છે. મને એ પણ માલૂમ છે, કે રાણા અમરસિંહ આપના ભાઈ છે; પરન્તુ તે સાથે એ વાત પણ ખ્યાલમાં રાખવા જેવી છે, કે આપે તે મેવાડનો એકી સાથે સમૂળગો પરિત્યાગ કરી દીધો છે. આપ આપના અસલ ધર્મનો પણ ત્યાગ કરી ચૂક્યા છો. મેવાડ સાથે આપનો જે કંઇ સંબંધ હતો તે સર્વ આપે મુસલમાન બની છોડી દીધો છે. તો હવે એ વ્યામોહ શામાટે ?

**મહોબ્બત૦** ( કંઇક સ્વગત )—મેવાડ મારી જન્મભૂમિ ન હોત !

**ગજ૦**—શું આપની તે જન્મભૂમિ હવે કદિ પણ આપને આગ્રહ કરી પોતાના અંક પર ઉઠાવી લેશે ? આપ જરા એક વાર મેવાડ જઈ જુઓ તો ખરા. અગર આપ યુદ્ધ કરવાના હેતુથી નહિ તો એક મિત્રભાવે તો જઈ જુઓ. મેવાડના

લોકો આપના તરફ આંગળીઓ કરશે અને કહેશે, "જોયા પેલા પ્રતાપસિંહના ભત્રીજા-જે વિધર્મી-મુસલમાન થઇ ગયા છે તે." વૃદ્ધ જનો તિરસ્કારથી મુખ ફેરવી ચાલ્યા જશે, યુવાનો ક્રોધપૂર્ણ નેત્રે આપના તરફ તાકી રહેશે અને સ્ત્રીઓ ઝરૂખામાંથી આપના પર અભિશાપ વરસાવશે. ખાનસાહેબ! આપે એ વાતની તો લેશ પણ ઉમેદ રાખવી નહિ, કે કોઇ પણ સમયે અને કોઇ પણ કારણે હવે રાજપૂતો આપને પોતાના ભાઇ તરીકે ભેટે. "

**મહોબ્બત૦**—હૂં!-( વિચારમાં પડે છે. )

**ગજ૦**—આપ હવે જિંદગીપર્યંત મોગલોની સાથે જ જડાયા છો. તેમની ઉન્નતિમાં જ આપની ઉન્નતિ અને તેમની અવનતિમાં આપની અવનતિ સમાયેલી છે. આ બધી વાત ઉપર આપ ખૂબ વિચાર કરી જુઓ, ખાનસાહેબ!

( સંન્યાસીના વેશમાં સગરસિંહ પ્રવેશ કરે છે. )

**સગર૦**—મહોબ્બત!

**મહોબ્બત૦** ( ચમકીને )—આ શું? પિતાજી! આપ અહીં-આ વેશમાં!

**સગર૦**—હા. મહોબ્બતખાં, મેં હવે સંન્યાસ લઇ લીધો છે.

**મહોબ્બત૦**—હેં! આ શું, પિતાજી!

**સગર૦**—આશ્ચર્ય લાગે છે મહોબ્બત! હા, વાત છે પણ આશ્ચર્ય લાગે એવી જ. જેણે દેશ, જાતિ અને ધર્મની તિલાંજલિ

આપી પોતાનું સમસ્ત જીવન નષ્ટ કરી દીધું અને પોતાના જીવનનો મોટો ભાગ વિજાતિઓની કરુણાના ભિખારી બની ગુમાવ્યો તે હવે પોતાના જીવનની સન્ધ્યા સમયે ફરીને પોતાનો માર્ગ બદલી રહ્યો છે! અને એ આશ્ચર્ય પમાડે તેવું જ છે. પરન્તુ તને ખબર છે મહોબ્બતખાં, કે મારામાં આ ફેરફાર કેમ થવા પામ્યો છે?

**મહોબ્બત૦**—ના પિતાજી.

**સગર૦**—એટલા માટે, કે આટલા લાંબા દિવસો પછી મેં સ્નેહમયી માતૃભૂમિનો પુકાર સૂણ્યો છે. પુકાર કરી ઉઠેલો માતાનો એ સાદ– અહા! કેવો ગભીર! કેવો કરુણ! કેવો ગદ્ગદિત!– મહોબ્બત! તું તેની કલ્પના પણ કરી શકે તેમ નથી. હવે હું મારાં પાપોનું પ્રાયશ્ચિત કરૂં છું અને તને પણ એ જ કહેવાને માટે અહીં આવ્યો છું, કે તું પણ તારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કર.

**મહોબ્બત૦**—પ્રાયશ્ચિત! મારાં પાપોનું?

**સગર૦**—હા, પ્રાયશ્ચિત. તારાં પાપોનું. હું સ્વજનનો ત્યાગ કરી કેવળ સ્વેચ્છાથી મોગલોનો દાસ બન્યો હતો. તું તો ધર્મ સહિતને છોડી બેઠો. એટલા માટે તારાં પાપો તો હદ વગરનાં છે.

**મહોબ્બત૦**--પિતાજી! મારી સમજમાં એ ઉતરી શકતું નથી, કે કયે સ્થળે મારૂં પાપ છે. મારો તો એજ વિશ્વાસ છે, કે ઇસ્લામી ધર્મ સત્ય—

**સગર૦** (વચમાં)—તારો વિશ્વાસ! મહોબ્બતખાં! તારો એ વિશ્વાસ આવ્યો ક્યાંથી? એ વાત સાચી, કે તું કુરાન ભણ્યો છે. તે એક અવશ્ય મહાન્ ધર્મ છે. હિંદુ ધર્મ તેનો વિદ્વેષ કરતો નથી. તેમ તેની સાથે તેને કંઈ વિવાદ પણ નથી. પરન્તુ હું પૂછું છું મહોબ્બતખાં, કે તારો, તારા બાપદાદાઓનો, વ્યાસ, કપિલ અને શંકરાચાર્યનો તે ધર્મ છોડતાં પહેલાં શું તેં તેના ગ્રંથો જોયા હતા? તેનો અભ્યાસ કર્યો હતો મહોબ્બતખાં? મૂર્ખ અને અનક્ષર છતાં એવો ધર્માધર્મનો વિચાર તારા દિલમાં ક્યાંથી અને શી રીતે થયો? જે ધર્મનો મૂલ મંત્ર પ્રવૃત્તિનું દમન અને આત્મજય છે, જે ધર્મનો પરમવિકાસ ભૂતમાત્ર પર દયા કરવી એ છે—વળી એ દયા પણ એવી, કે જેની સીમા કેવળ મનુષ્યજાત પર્યંત જ અટકતી નથી, પરન્તુ એક સામાન્ય કીડી સરખીનો પણ વધ કરવાનો જે ધર્મ નિષેધ કરે છે તે ધર્મનો સહસા ત્યાગ કરી મહોબ્બતખાં! મહોબ્બતખાં! તેં કેવું મહાન્ પાપ કર્યું છે તે તું જાણતો નથી.

**મહોબ્બત૦**—પિતાજી! હું તો આ જોઇને દીંગ જ બની જાઉં છું, કે આજ આપ—

**સગર૦**—કે આજ હું ધર્મની વ્યાખ્યા કરવા બેઠો છું. દીંગ બનવાની તો એ વાત જ છે. હું જાતેય દીંગ બની રહ્યો છું, કે તે પૂર્વનો અધમ અત્યારે આ શું બની ઉભો છે! જે સંસારમાં ધન સિવાય બીજું કંઈ જાણતો જ ન હતો તે ધર્મને માટે સંન્યાસી બન્યો! પણ મહોબ્બતખાં! એવું એક

પણ હૃદય નથી કે જેમાં ઉચ્ચ પ્રવૃત્તિનો ઉન્નત સૂર બજાવનાર એક પણ તાર બંધાયેલો હોય નહિ. જો કોઇ દિવસ દૈવ વશાત્ તે જ તાર, ઘટનારૂપી તર્જનીના આઘાતથી સહસા ઝંકાર કરી ઉઠે છે તો એક જ ક્ષણમાં આખું હૃદય ઝણઝણાટ બની રહે છે. આવા સમયે સાપ જેમ કાંચળીથી તેમ આત્મા ક્ષુદ્ર સ્વાર્થના અંચલથી મુક્ત બની અનન્ત આકાશ પ્રતિ અપ્રતિહત વેગે ગતિ કરી રહે છે. આ વાત મને એક દિવસ કલ્યાણીએ કહી હતી.

**મહોબ્બત૦**—કલ્યાણીએ !

**સગર૦**—હા, તે દિવસે તેણે જ મને એ વાત કહી હતી. અત્યારે પણ તે વાત મારા કાનમાં સંગીતની સ્મૃતિની માફક ગુંજી રહી છે. મહોબ્બત ! શું તને એ વાતની ખબર છે, કે કલ્યાણીને તેના પિતાએ ઘરથી બહાર કરી છે ?

**મહોબ્બત૦**—ઘરથી બહાર કરી છે ? કયા અપરાધથી ?

**સગર૦**—અપરાધ ? અપરાધ એ, કે કલ્યાણી હજી પણ તને-એક વિધર્મીને પૂજે છે.

**મહોબ્બત૦**—તે આપને ક્યાં મળી હતી પિતાજી ?

**સગર૦**—એક ગામની બહાર ભાગી તૂટી ઝુંપડીમાં.

**મહોબ્બત૦**—પિતાજી ! એ જ આપનો ઉદાર, અતિ ઉદાર હિન્દુ ધર્મ ને ! મુસલમાનો પ્રત્યે તેનો એટલો બધો તિરસ્કાર, એટલો બધો દ્વેષ, એટલો બધો વિદ્વેષ, કે કલ્યાણીને

તેની પ્રતિભક્તિના પુરસ્કારમાં "ઘર બહાર થવાનું" મળે છે! પિતાજી! આપ મને પ્રાયશ્ચિત્ત જ કરવાનું કહો છો ને? હું પ્રાયશ્ચિત્ત કરીશ, અને જરૂર કરીશ. પરન્તુ એટલા માટે નહિ, કે હું મુસલમાન થઈ ગયો છું, પણ પિતાજી! એટલા જ માટે કે હું એક દિન હિન્દુ હતો.—

**સગર૦**—મહોબ્બતખાં!—

**મહોબ્બત૦**—પિતાજી! હિન્દુઓ પ્રત્યે મારા હૃદયમાં જે થોડી ઘણી અનુકમ્પા બાકી રહી ગઇ હતી તેને પણ આજ જડમૂળથી ઉખેડી ફેંકી દીધી. આજથી હું રગેરગે, રૂંવેરૂંવે, રક્તના પ્રત્યેક અણુપરમાણુએ મુસલમાન!

**સગર૦**—મહોબ્બતખાં!

**મહોબ્બત૦**—બસ! પિતાજી! હવે પધારો. આપ જાણો છો, કે મહોબ્બતખાં બોલે છે બહુ થોડું, પણ એકવાર તે જે પ્રતિજ્ઞા કરે છે તે ઘણી જ ભીષણ હોય છે.

**સગર૦**—મહોબ્બતખાં!

**મહોબ્બત૦**—સઘળો જ ઉપદેશ, સર્વ યુક્તિઓ, સમસ્ત આદેશ નિષ્ફળ છે. [ મહોબ્બતખાં ત્યાંથી જવા લાગે છે. ]

**સગર૦**—મહોબ્બત! તારી આટલી બધી અધોગતિ થઇ ચૂકી છે તો જા, મર. એ અન્ધકૂપમાં મર. ત્યાં જ રચ્યોપચ્યો રહે. મ્લેચ્છ! વિધર્મી! કુલાંગાર!

[ સગરસિંહ ચાલી નીકળે છે. તેના ગયા પછી મહોબ્બતખાં બહુ જ આવેશમાં આવી જઇ આમથી તેમ આંટાફેરા મારવા લાગે છે. ]

મહોબ્બત૦ ( થોડીવાર પછી )—આટલો બધો વિદ્વેષ! આટલો બધો મત્સર! આવી જાતિ જો વારંવાર મુસલમાનોથી પદદલિત બને તો તેમાં કંઈ જ આશ્ચર્ય નથી. જો મુસલમાન તેના બદલામાં વ્યાજ સહિત તેઓનો અધિક તિરસ્કાર કરે તો તેમાં શું આશ્ચર્ય છે? આ જ તે લોકોનો ઉદાર—અતિ ઉદાર—સનાતન હિન્દુ ધર્મ! મુસલમાની ધર્મ ચાહે ગમે તેવો હોય, તોપણ તેમાં એટલી ઉદારતા, એટલી મહત્તા તો છે જ, કે તેઓ હરકોઇ વિધર્મીને પોતાની છાતી સરસો લગાવી પોતાનો કરી શકે છે. અને હિન્દુ ધર્મ? તેમાં તો કોઈ વિધર્મીને સ્થાન જ નથી! કોઇ વિધર્મી સેંકડો તપસ્યાઓ કરે તોપણ તે હિન્દુ થઇ શકે નહિ! આટલો બધો ગર્વ! આટલો અહંકાર! આટલી બધી સ્પર્ધા! જો આ અહંકાર હું ચૂર્ણ કરી શકયો હોત તો કેવું સારૂં થાત! ( ગજસિંહને ) મહારાજ! હું મેવાડના યુદ્ધમાં જઇશ. પધારો, આપ પાદશાહ સલામતને મારા તરફથી એ હકીકત નિવેદન કરશો.

( ગજસિંહ ચકિત બની જોયાં કરે છે. )

મહોબ્બત૦—મહારાજ! આપ આશ્ચર્યચકિત કેમ જણાઓ છો? આપ જાણો છો, કે હું મેવાડના યુદ્ધમાં શામાટે જાઉં છું?

ગજ૦—કારણ, આપ પાદશાહ સલામતના સર્વોત્તમ અને સાચા સહાયક છો.

મહોબ્બત૦—જી નહિ, એટલા માટે નહિ, મહારાજ!

પણ હિન્દુ ધર્મને જડમૂળથી ઉખેડી નાખવા માટે, આપની સમસ્ત જાતિને ભોંય ભેગી કરવાને માટે હું હવે તૈયાર થયો છું. હું તેમનું નામ-નિશાન પણ રહેવા નહિ દઉં. સમજી ગયા! તો હવે આપ પાદશાહ સલામત પાસે જઇને નિવેદન કરો.

(ગજસિંહ અભિવાદન કરીને એક તરફ અને મહોબ્બતખાં બીજી તરફ ચાલ્યા જાય છે.)



## પ્રવેશ પાંચમો.



સ્થળ—પાદશાહ જહાંગીરનો દરબાર.

સમય—પ્રભાત.

(પાદશાહ જહાંગીર, દરબારીઓ અને હિદાયતઅલીખાં.)

જહાં૦—આ અપમાન મરતાં સુધી પણ ભૂલાય તેમ નથી. પરવેજ આટલો બધો નાલાયક નીવડયો? શું એનામાં એટલી પણ તાકાત બળી ન હતી? તેણે શિકસ્ત કેમ ખાધી?

હિદાયત૦—જહાંપનાહ! હું એ માટે કસમ ખાઇને કહી શકું છું, કે શાહજાદા સાહેબને પહેલાં તો શિકસ્ત ખાવાની બિલ્કુલ પણ ખ્વાહીશ ન હતી.

જહાં૦—હિદાયત! તમે સઘળા જ નાલાયક છો.

હિદાયત૦—બેશક. જહાંપનાહનું અનુમાન બિલ્કુલ ચાચું છે.

જહાં૦—હિદાયત! તમે તો લડાઇમાં કેદ થઇ ગયા

હતા ! એ તો રાણાની એક જાતની મહેરબાનીથી તમારો છૂટકારો થઈ ગયો. ગમે તેમ તોય અબ્દુલ્લાએ તો લડીને જાન આપ્યો, પણ તમે તો ત્યાં મરી પણ ન શક્યા !

હિદાયત૦—બેશક, જહાંપનાહ ! આ બન્દાની તો ખુદની એવી જ ખ્વાહીશ હતી, કે તે લડાઈમાં માર્યો જાય. પણ શું કરૂં-મારી બીબીને એ વાત બિલ્કુલ જ પસંદ ન પડી.

જહાં૦—ચૂપ—

(સગરસિંહ પ્રવેશ કરે છે.)

જહાં૦—આ લ્યો, રાજા સગરસિંહ આવ્યા. સગરસિંહ !

સગર૦—જહાંપનાહ !

જહાં૦—તમને મેવાડના રાણા બનાવી ચિતોડ મોકલવામાં આવ્યા હતા; પણ શું એ વાત ખરી છે, કે તમે ચિતોડનો કિલ્લો રાણા અમરસિંહને સોંપી દીધો ?

સગર૦—જી હા, ખુદાવન્દ !

જહાં૦—કોના હુકમથી ?

સગર૦—કોઈના પણ હુકમની અપેક્ષા રાખ્યા વગર જ.

જહાં૦—તો ?

સગર૦—તો હું સમજ્યો, કે ન્યાયની નજરે નિહાળતાં ચિતોડ રાણા અમરસિંહનું જ છે.

જહાં૦—તમે સમજ્યા ?

સગર૦—અલ્બત્ત. મેં સાંભળ્યું હતું, કે શહેનશાહ અકબરે ન્યાયપુરઃસર યુદ્ધ કરીને ચિતોડ પર પોતાનો અધિકાર

જમાવ્યો ન હતો. તેમણે કપટથી જયમલનો વધ કર્યો હતો.

જહાં૦—રાજા ! તમારામાં આવી ઈન્સાફ કરવાની લાયકાત ક્યારથી આવી ગઈ ?

સગર૦—જ્યારથી મેં એક નૂતન પ્રકાશ—નવું નૂર જોયું.

જહાં૦—નવું નૂર જોયું ? બેવફા !

સગર૦—જી હા, નવું નૂર જોયું. મારાં નેત્રોની સામેનો એક પડદો એકાએક ખુલી ગયો. મહારાજ રામચંદ્રના સમયથી તે અત્યાર સુધીનો મેવાડનો ગૌરવાન્વિત ભૂતકાળ મારાં ચક્ષુની સામે ફરી વળ્યો. બાપ્પા રાવળની વિજય-કહાણીઓ, સમરસિંહનો આત્મભોગ, ચૂડાજીનો ત્યાગ, કુમ્ભાજીનું શૌર્ય વગેરે અનેક મહિમાભર્યા અભિનયો નીરખ્યા. અચાનક તે ઝળહળિત રંગમંડપની આડે ત્યાં એક પ્રકારનું ધૂમસ છવાઈ ગયું, અને તેમાં મને પ્રતાપસિંહની—મારા ભાઈ પ્રતાપસિંહની—તેજદાર તલવાર ચમકારા મારતી જણાઇ. હું મને પોતાને ધિક્કારવા લાગ્યો.

જહાં૦—તે પછી ?

સગર૦—મને મારી જાત પ્રત્યે તિરસ્કાર વછૂટયો, કે તેમના જ કૂળમાં પેદા થયેલો હું, તેમના જ શત્રુઓની સાથે મળીને પૂર્વની તે જાહોજલાલીનો, અસીમ ગૌરવનો ધ્વંસ કરવાને માટે અનેક પ્રકારની નારકીય યુક્તિ પ્રયુક્તિઓમાં રચ્યોપચ્યો રહ્યો છું. આટલું છતાંય પાછો હું મારા મનને

સમજાવવાની કોશીશ કરવા લાગ્યો, કે હું જે કંઈ કરૂં છું તે યોગ્ય જ છે. મારી એવી અર્ધદગ્ધ સ્થિતિમાં વળી પાછું મારી નજરે એક દિવસ એક અપૂર્વ દશ્ય પડ્યું. અહા ! કેવું તે અપૂર્વ દશ્ય !

( ગર્વોન્મત્ત થતાં સગરસિંહની આંખોમાંથી અશ્રુ વહેવા લાગે છે. )

જહાં૦—હાં હાં, ચલાઓ.

સગર૦—એ વાત કંઈ જુના જમાનાની નથી. નથી તે વાત કંઈ ઇતિહાસની વા પુરાણની. મેં જોયું, કે મારી જ પુત્રી–મોગલોના આ દાસ બનેલાની પુત્રી–પોતાના તે દેશની ખાતર ફાટાંતૂટાં લુગડાં વીંટાળી જંગલે જંગલ ઘુમતી ફરે છે, કે જે દેશની સ્વાધીનતા નષ્ટ કરવાને માટે હું મોગલોની સાથે મળી નિંદ્ય એવી યુક્તિપ્રયુક્તિનો સહભાગી બન્યો છું. મારાં નેત્રો આંસુથી ઉભરાઇ ચાલ્યાં; કંઠ રૂંધાઈ ગયો; એક પ્રકારનાં લજ્જા, ગર્વ, સ્નેહ અને ભક્તિથી હૃદય ભરાઈ આવ્યું. મારાથી રહેવાયું નહિ. હું ચિતોડનો કિલ્લો મારા ભત્રીજાને સોંપી ચાલી આવ્યો.

જહાં૦—સગરસિંહ ! મરવા માટેની પણ તૈયારી કરીને જ આવ્યા છો ને ?

સગર૦—પૂરેપૂરી. પ્રથમ હું મોતથી બહુ જ ડરતો હતો; પરન્તુ તે દિવસે હું એક નૂતન મન્ત્ર પામ્યો છું.

જહાં૦—તે કયો ?

સગર૦—સ્વાત્મભોગનો દુનિયામાં બે પ્રકારનાં સામ્રાજ્ય અસ્તિત્વ ધરાવે છે. એકનું નામ સ્વાર્થ અને બીજાનું નામ ત્યાગ. એકનું આદિસ્થાન નરક અને બીજાનું જન્મસ્થાન સ્વર્ગ છે. એકનો અધિપતિ શયતાન તો બીજાનો પરમેશ્વર યા ખુદા છે. મારો વાસ આટલા દિવસ સુધી સ્વાર્થના પ્રદેશમાં હતો, પણ તે દિવસે મેં ત્યાગનું સામ્રાજ્ય નિહાળ્યું. તે રાજ્યના રાજા બુદ્ધ, ઈસા અને ગૌરાંગ છે. તે રાજ્યની રાજ-નીતિ સ્નેહ, દયા અને ભક્તિ છે. સેવા એ, તે રાજ્યનું શાસન છે, અનુકમ્પા એ રાજદણ્ડ છે અને આત્મબલિદાન એ પુરસ્કાર છે. હું તે દિવસથી એક આવા મહારાજ્યની પ્રજા બની ગયો છું. જે હાથમાં મેં કદિ પણ તલવાર પકડી ન હતી તે હાથે મેં તે દિવસે દીન:–દુ:ખીના રક્ષણાર્થ શમશેર ઉઠાવી અને મને મારા ખભા ઉપર લાગેલો લૂંટારાની તલવારનો ઘા કુસુમ-પાત સમ કોમળ માલૂમ પડયો !

જહાં૦—તે પછી ?

સગર૦—તે પછી હું મારાં પૂર્વનાં પાપોનું આત્મબલિદાન દ્વારા પ્રાયશ્ચિત કરવાના હેતુથી અહીં આવ્યો. પહેલાં હું મરવાથી બહુ જ બ્હીતો હતો. પરન્તુ હવે તેનો મને લેશ પણ ડર નથી. જે અંત:કરણથી ચાહી શકે છે–પ્રેમ કરી શકે છે, જેને સ્વાત્મભોગના મન્ત્રની દીક્ષા મળી ચૂકી છે તેને હવે મૃત્યુનો ડર કેવો ?

જહાં૦—ઠીક, તો હવે મરવાને તૈયાર થઈ જાઓ, ચોબદાર!

( ચોબદાર પ્રવેશ કરે છે. )

સગર૦—ચોબદારની શી જરૂર છે, જનાબ ? એને માટે કોઈ બીજા માણસની કે જલ્લાદની બિલ્કુલ જરૂર નથી. તે જલ્લાદનું કામ હું મારી જાતે જ બજાવી લઈશ. ( કમરમાંથી કટાર કાઢી પોતાની છાતીમાં ભોંકી દે છે અને નીચે પડી જતાં બન્ને હાથ પસારી કહે છે )- એ-એ જ રક્ત મારાં તેજ પાપોનું પ્રાયશ્ચિત્ત હો.



# અંક ચોથો.

## પ્રવેશ પહેલો.

સ્થળ—ઉદયસાગરનો કિનારો.

સમય—ચાંદની રાત.

( રાણા અમરસિંહ એક ચોતરા ઉપર બેઠા છે. ઉદયસાગરની લહેરોનો અવાજ સંભળાઈ રહ્યો છે. પાસેના એક વૃક્ષ ઉપર એક કોયલ બોલી રહી છે. રાણા આંખો બંધ કરી તેને સાંભળે છે. થોડે દૂર કેટલીક સ્ત્રીઓ ' હોળી ' નો ઉત્સવ નાચગાન સાથે ઉજવી રહી છે. ]

ગીત.

( રાગ—હોરી. )

માધવ મુરલી બજાવે, મનોહર સુર મીલાવે—માધવ.
વાગી વીણા વ્રજ વનિતા જણાવી
અંતરમાં અકળાવે,
વિરહે વીંધી વ્યાકુળ કરી રાગે
દેહનું ભાન ભૂલાવે—
પરવશ કરી પ્રેમ-પ્રભાવે—માધવ.
જ્યાં પંખીડાં નાદમાં ડોલે
કુસુમ-કલી વિકસાવે,
પવન પરાગ મૃદુ મૃદુ પ્રસરે

કોયલને ટીહુકાવે-
મયુરોને નૃત્ય કરાવે-માધવ૦

શશિ શો શ્વેત કરે નભમંડળ !
મહીતલ શ્વેત બનાવે,
શ્વેત કર્યા જળ યમુનાનાં મહીં
તે શશિને સ્તંભાવે-
લીલા લલના લલચાવે--માધવ૦

પરહરી નિદ્રા તજી ઘર નરસહુ
દોડી મધુવન આવે,
વિણા પુકારે રાધા પલ પલ
રાધા દિલ દોડાવે-
નિરખવા નંદલાલને ભાવે—માધવ.

રાણા—આ સઘળી સ્ત્રીઓ હોળી-ખેલનમાં મત્ત દિસે છે. જો આ વખતે તેમના પગ તળે કદાચ ધરતીકંપ થઈ આવે તોપણ લાગે છે, કે તેમને ખબર પણ ન પડે ! આ જ સંસારની વિચિત્રતા ને ! મનુષ્યને આવાં સઘળાં ખેલનો સોંપીને જ ભૂલાવામાં મૂકયો છે. નહિ તો કોણ આ મરુ-ભૂમિમાં રહેવાનું પસંદ કરત ! સંસાર એક પ્રકારની મહાન્ માયાવી ઘટના છે. લ્યો, આ આવી માનસી !

[ માનસી પ્રવેશ કરે છે. ]

માનસી—પિતાજી ! આપ હજી લગી અહીં જ બેઠા

છો! ચાલો, મહેલમાં પધારો. અહીં ઠંડી પડે છે.

**રાણા**—ઉભાં રહો, જઇએ છીએ. માનસી! અહીં ઉદય-સાગરના કિનારા ઉપર બેસવાથી મન જરા શાન્ત થાય છે. માનસી!

**માનસી**—કેમ? પિતાજી!

**રાણા**—માનસી! તમને કદિ એમ થાય છે, કે આ સંસાર એક પ્રકારની મહાન્ માયાવી જાળ છે?

**માનસી**—માયાવી જાળ?

**રાણા**—હા, માયાવી જાળ. મનુષ્ય કંઈ વિચાર કરીને પાછો અમર થઈ ન જાય એટલા માટે સંસાર તેના મનને વિવિધ પ્રકારના રંગબેરંગી વિચારોમાં ફસાવી રાખે છે.

**માનસી**—હું સંસારને એટલો બધો ખરાબ કલ્પી શકતી નથી, પિતાજી!

**રાણા**—આ જ્યોત્સ્ના જુઓ! આ જલ-તરંગ સૂણો! આ સ્નિગ્ધ અને શીતલ પવન-લહરીનો અનુભવ કરો! પણ સંસાર મનુષ્યને આ સર્વ રમણીય આકર્ષક દૃશ્યોથી અલગ કરી પોતાની માયાવી જાળમાં ફસાવી જીવનનાં નાનાં મોટાં સુખ દુઃખો તરફ બલપૂર્વક ખેંચી લઈ જઈ રહ્યો છે. બેન! હવે હું, આ સંસારનો ત્યાગ કરી દઈશ. માનસી! આ સંસાર કંઈ જ નહિ, પરન્તુ માત્ર માયા જ છે.

**માનસી**—જો તે માયા જ હોય તોપણ એ એક ઘણી

જ મનોહર માયા છે, પિતાજી ! ખરેખર ! આ બાહ્ય પ્રકૃતિ બહુ જ સુંદર છે. તેનો આપણા પર અગાધ પ્રેમ છે. તેની કૃપા ઘણી જ મહાન્ છે. જ્યારે આપણે ગ્રીષ્મકાળના પ્રચણ્ડ ઉત્તાપથી બળ્યા બળ્યા થઈ રહીએ છીએ ત્યારે તરત જ મનોહર અને ગંભીર ગર્જન કરતી વર્ષાઋતુ આવી ખડી થાય છે, અને જલ વરસાવી સર્વત્ર શીતલતા પ્રસરાવી આપણને પરમ શાન્તિ અનુભવાવે છે. જ્યારે ઘણી જ કરડી ઠંડીથી આપણે ઠુંઠવાઇ જઈએ છીએ ત્યારે નવ-વસન્ત આવી પોતાના અંગ પર સુસજ્જિત એવા સુશીતળ, મંદ અને સુગંધિત સમીર રૂપી આયુધના ખેલન વડે ઠંડીના આવરણને ઉરાડી દે છે. જ્યારે આપણે દિવસની તીવ્ર જ્યોતિથી કલાન્ત થઇ જઇએ છીએ ત્યારે રાત્રિ આવી માતાની માફક આપણાં શ્રમિત મસ્તક પોતાના અંકમાં ધારણ કરી લે છે. પરન્તુ તેની કૃપા કંઈ આટલે જ અટકતી નથી.

**રાણા**—તો ક્યાં અટકે છે, માનસી ?

**માનસી**—મનુષ્યની વિચારસૃષ્ટિમાં. પિતાજી ! આપ આ સરોવર જોઇ રહ્યા છો ?

**રાણા**—હા બેન, જોઇ રહ્યો છું.

**માનસી**—તે પર પથરાયેલાં ચંદ્રમાનાં કિરણો પણ દેખાય છે ને ?

**રાણા**—હા, દેખાય છે.

**માનસી**—આપ તેને પકડી શકો છો ?

**રાણા**—શાને ?

**માનસી**—આ જ્યોત્સ્નાને, એ જલ–લહરિઓના કલકલ રવને. જે સમયે અંધકારમાં આ જલ–તલ ઢંકાઈ જશે, પવન સ્થિર થઈ જશે, તે સમયે આ સૌન્દર્ય, આ સંગીત, ક્યાં જશે ?

**રાણા**—ક્યાં જશે બેન ?

**માનસી**—બરાબર માલૂમ નથી, કે તે ક્યાં જશે; પણ એટલું તો નિશ્ચિત જ છે, કે તે લુપ્ત થશે નહિ. તે રહેશે અને વીખરાઇ જશે–વિરહીની સ્મૃતિમાં, કવિના સ્વપ્નમાં, માતાના સ્નેહમાં, ભક્તની ભક્તિમાં, મનુષ્યની અનુકમ્પામાં. મનુષ્યની અંદર જે કંઈ સુંદરતા છે તે–પૃથ્વીનાં આ કિરણો, સુગંધ, ઝંકાર એ સર્વ—પ્રકૃતિ વડે નિયમિત રીતે અનાદિ કાળથી ઘડાતી આવે છે. નહિ તો એ સૌંદર્યની સાર્થકતા શી ?

**રાણા**—બેન ! શું મનુષ્યમાં કંઇ 'સુંદરતા' જેવું છે ? હું જ્યારે અન્નનો એક ગ્રાસ મુખ તરફ લઈ જાઉં છું ત્યારે સમસ્ત વિશ્વ લાલચપૂર્ણ નેત્રોથી તે ગ્રાસની તરફ જોયા કરે છે. જાણે તેઓને મેં તે ગ્રાસથી વંચિત કરી રાખ્યા હોયની ! આટલી લાલચ ! આટલી ઈર્ષા ! આટલો બધો દ્વેષ !

**માનસી**—તે તો તેમનો માનસિક વ્યાધિ છે, પિતાજી ! જો તે વ્યાધિ ન હોત તો મનુષ્ય માટેની અનુકમ્પાનું સ્થાન જ ક્યાં હોત ? કોનું દુઃખ દૂર કરીને અને કોનો ઉદ્ધાર કરીને મનુષ્ય સુખી બનત ? પિતાજી ! શું સંસારને અધમ માની તેનો ત્યાગ કરવો ઉચિત છે ? કદિ નહિ. મનુષ્યો ઘણાં જ દુઃખી છે,

તેમનાં દુઃખો દૂર કરવાં જોઇએ. સંસાર બહુ જ દીન છે, તેનો ઉદ્ધાર કરવો જોઇએ.

**રાણા**—તમારૂં કહેવું બહુ જ સાચું હોય એમ જણાય છે, બેન ! મારૂં મગજ અત્યારે બહુ જ ડામાડોળ થઇ રહ્યું છે. હું કંઈ જ વિચારી શકતો નથી.

નેપથ્યે—માનસી ! માનસી !

**માનસી**—માજી, આવું છું. પિતાજી ! હવે આપ પણ પધારો. અંધારૂં થવા લાગ્યું છે.

[ માનસી જાય છે. ]

**રાણા** ( આસપાસ નિહાળીને )—આ એક સ્વર્ગીય કહાણી છે, નીહારિકા છે, સંસારના સારભૂત સૌન્દર્ય છે. સુંદર વાયુ વાઇ રહ્યો છે, આકાશ નિરભ્ર છે, જગત કેવળ શાન્ત અને સ્તબ્ધ છે. માત્ર ઉદયસાગરની સપાટી પર થઇને સંગીતની લહરિઓ ગતિ કરી રહી છે. મને કેટલીક કિશોર સ્વર્ણાભાઓ આવી તે લહરિઓમાં સ્નાન કરી રહેલી હોય એમ ભાસ થાય છે.—આ તરંગો તેઓનું મધુર હાસ્ય છે. ઝાડનાં પાંદડાં ચંદ્રના પ્રકાશમાં ઝુલી રહ્યાં છે અને હવાની સાથે ખેલતાં દિસે છે—આ મર્મર ધ્વનિ તેમની ક્રિડાનો કલરવ છે. જણાય છે, કે જડ પદાર્થ પણ સૌન્દર્યનો અનુભવ કરે છે.

[ રાણી પ્રવેશ કરે છે. ]

**રાણી**—રાણા !

**રાણા**—જરા છાનાં રહો; હું સ્વપ્ન જોઈ રહ્યો છું.

રાણી—જાગતાં–જાગતાં ! ત્યારે તો હું હવે હારી.

રાણા—જવા દો, મોહ ભંગ થઇ ગયો. હાં, હવે કહો, શું થયું ?

રાણી—હવે થવામાં બાકી જ શું રહ્યું છે ? આજકાલની છોકરીઓ તેમનાં માબાપની વાત તો સાંભળતી જ નથી. તે દિવસે ગોવિંદસિંહની પુત્રી અને પુત્ર બન્ને પોતાના બાપની એક વાત ઉપરથી ઘર છોડી ચાલી નીકળ્યાં. અને કાલ—

રાણા—વળી પાછા એના એ જ દુનિયાંદારીના ઝઘડા, દુઃખનાં રોદણાં, સંસારનો કર્કશ–ઘર્ઘર અવાજ કરતો એનો એ જ ચરખો !

રાણી—આ કલિકાળની છોકરીઓને તો કોણ જાણે શુંયે થઈ ગયું છે ! અમનેય એક દહાડો બાળપણ તો હતું.

રાણા—પણ, રાણી ! તે સમયે સતયુગ હશે. હું ઘણા લાંબા સમયથી એ જ જોતો આવું છું, કે માતાઓનો જન્મ તો સદા સતયુગમાં જ થાય છે, પણ તેમની છોકરીઓ જન્મે છે–સઘળી જ કલિયુગમાં. વારૂ, એ સઘળી વાતોને હવે જતી કરો અને બતાવો, કે મારે શું કરવું.

રાણી—માનસીનું લગ્ન કરવું હોય તો હમણાં કરી દો; નહિ તો પછી આગળ જતાં તેનું લગ્ન થશે નહિ.

રાણા—મને પણ એમ જ લાગે છે, કે માનસીનું લગ્ન થશે નહિ. મારા સમજવા પ્રમાણે તેનો જન્મ લગ્ન કરવાને માટે થયો પણ નથી.

**રાણી**—બસ, હવે પૂરેપૂરૂં સમજાઈ ગયું. તમારી પણ એ જ દશા! કેમ ન હોય? તમે જાગતે જાગતે સ્વપ્ન જુઓ છો!

**રાણા**—હું તો સ્વપ્ન પણ જોઉં છુ, અને તમે તો તેયે જોતાં નથી.

**રાણી**—હવે શું થશે?

**રાણા**—કોણ જાણે! જુઓ, શું થાય છે.

**રાણી**—જોઈ લીધું! શું જોવાનું છે? જોધપુરથી તો હજી લગી પણ માણુસો પાછા આવ્યા નહિ. સત્યવતીના પુત્રને દૂતત્વ સોંપી જોધપુર મોકલ્યો હતો તે હજી પાછોય કયાં આવ્યો છે!

**રાણા**—અરુણ ત્યાંથી પાછો આવી ગયો છે.

**રાણી**—આવી ગયો! લગ્નનું મુહૂર્ત ક્યારનું નક્કી ઠર્યું?

**રાણા**—મહારાજ અમારી કન્યાની સાથે તેમના પુત્રનું લગ્ન કરશે નહિ.

**રાણી**—કેમ?

**રાણા**—સાંભળ્યું છે, કે તે કંઇક અમારાથી નારાજ છે.

**રાણી**—કંઇ કારણ?

**રાણા**—કારણ તો માત્ર એક જ જણાય છે અને તે એ, કે યુદ્ધમાં અમારી જીત થઈ અને મોગલો હારી ગયા.

**રાણી**—મેં તો પહેલેથી જ કહી દીધું હતું, કે માનસીનું લગ્ન થશે નહિ. તે દિવસે ધ્યાનમાં ઉતરતું ન્હોતું, પણ હવે તો જાણ્યું ને, કે લગ્ન થશે નહિ. આવી ધમાલમાં તે કંઈ લગ્ન થાય!

**રાણા**—હું પણ તેમ જ સમજું છું. માનસી લગ્નને માટે જન્મી નથી. આ સઘળો ભ્રમ છે.

**રાણી**—ભ્રમ કેવો !

**રાણા**—જોધપુરના રાજકુમાર સાથે માનસીના વિવાહનો પ્રસ્તાવ કરવો એ ભ્રમ; આ સૈન્ય લઈ મોગલોની સામે યુદ્ધ કરવા જવું એય ભ્રમ; અમારૂં તમારૂં લગ્ન થયું તે પણ ભ્રમ; અમારૂં રાજ્ય, અમારૂં જીવન-સર્વ ભ્રમ.

**રાણી**—વળી જો રાણા, મારી સાથે લગ્ન ન કરત તો હું સમજું છું, કે તે પણ એક ભ્રમ હોત. કેમ, હસવું કેમ આવ્યું ?

**રાણા**—વળી, તમે સાંભળ્યું છે, કે મહારાજ આગ્રે ગયા છે ?

**રાણી**—ના. કેમ ?

**રાણા**—સમજવા પ્રમાણે પાદશાહના કાન ભંભેરવા અને ફરીને મેવાડ ઉપર ચઢાઈ કરી આવે એ રીતે ઉશ્કેરવાને માટે.

**રાણી**—ફરીને ? અરે ! આપ તો હસો છો! એ પણ શું કોઈ હસવાની વાત છે ?

**રાણા**—એથી અધિક હસવાની બીજી કયી વાત મળે એમ છે ! રાણી ! તમે પણ હસી લ્યો.

**રાણી**—શું હું પણ તમારી સાથે ગાંડી બની જઉં ?

**રાણા**—રાણી ! એક બહુ જ ખુશ ખબર છે. આ વખતે સઘળું જ પાયમાલ થશે. કંઈ જ રહેશે નહિ.

**રાણી**—જે થવાનું હોય તે થાય. હું એ કંઈ સાંભળવા મ્હાતી નથી. એ લગ્ન જરૂર થવું જોઇએ.

રાણા—શી રીતે ?

રાણી—આપ મારવાડ પર આક્રમણ કરો.

રાણા—રાણી ! આટલા દિવસો પછી આજ એ વાતનું એક પ્રમાણ મળ્યું, કે તમે ક્ષત્રિયાણી છો. તમે જાણો છો, કે શકિત કરતાં ભકિત વધારે બળવાન છે. જોધપુરના મહારાજમાં જે મોગલ-ભકિત છે તે અમારામાં નથી. અમારામાં માત્ર અમારી શકિત છે, અને તે પણ ધીમે ધીમે ઓછી થતી જાય છે..

રાણી—તો શું એ અપમાન મૂગે મોંઢે સહી લેશો ?

રાણા—નહિ તો બીજું શું કરીશું ? મૂગે મોંઢે સહન નહિં કરી લઈશું તો રોઇશું, આક્રન્દ કરી લઇશું. જુઓ, ભોજન તૈયાર થયું કે નહિ. ભય જેવી કોઇ વાત જ નથી. આ વખતે સર્વસ્વનો નાશ થશે. જે જાતિમાં આટલી બધી ક્ષુદ્રતા હોય તેનું રક્ષણ સ્વયં ઇશ્વર પણ નથી કરી શકતો; મનુષ્યની તો વાત જ શી ? જાઓ.

રાણી—પણ તેમાં તમારો શો અપરાધ ?

રાણા—અપરાધ ? અમારો અપરાધ એ, કે અમે અને મહારાજ બન્ને એક જ જાતિના છીએ ! રાણી ! જો કોઈ એક ઉતારૂના દોષે નૌકા ડૂબે છે તો તે દૂષિતની સાથે તેના નિર્દોષ અને નિરપરાધી સાથીઓ પણ ડૂબી જાય છે. જાઓ.

[ રાણી જાય છે. ]

રાણા—આકાશ કેવું શ્યામ છે !

૯

( રાણા ચાલી નીકળે છે. માનસી ફરીને આવે છે. )

**માનસી**—અજયસિંહ વિદેશમાં ચાલી નીકળ્યા ! અજય ! જતા પહેલાં એક વાર દેખા તો દેવી હતી ! કેવળ એક પત્ર દ્વારા–એક નજીવા શુષ્ક પત્ર દ્વારા દેખા દઇને અને હું વિદેશ જાઉં છું એ વાત ન જણાવીને હંમેશને માટે વિદાય લઈ જઇ શકત ! અજય ! અજય ! નહિ, તમે ઘણા જ નિષ્ઠુર છો. નહિ.–ચંદ્રની જ્યોતિ આટલી બધી ક્ષીણ કેમ છે ? ઉદય-સાગરનું હૃદય અચાનક આટલું બધું મલીન કેમ થઈ ગયું ? પ્રકૃતિના મુખ પરનું તે હાસ્ય કયાં જતું રહ્યું ?

## ગીત.

( રાગ–સોહણી. )

પ્યારા ! કહી ન શકી કાંઈ હાય !
હું ચાહતી પ્રિય પ્રીતમ તુજને,
એ ન જણાવી શકી કાંય— પ્યારા !
કહેવા જતાં ઉર ગર્વ ઉઠયો પછી,
મૂક હૃદય પસતાય— પ્યારા !
મનની વાત રહી ગઈ મનમાં,
કરૂં હવે શો ઉપાય ?— પ્યારા !
મુખ ન ખુલ્યું ફાટી ન છાતી,
દેત દેખાડી પલમાંય— પ્યારા !
તુજ મુરતી મનમોહન મારા,
હૈયે રહી સમાય— પ્યારા !

## પ્રવેશ બીજો.

સ્થળ—મેવાડની પાસે મહોબ્બતખાંનો તંબુ.

સમય—પ્રભાત.

( મહોબ્બતખાં, શાહજાદા પરવેજ અને મહારાજ ગજસિંહ ઉભા ઉભા વાતો કરી રહ્યા છે. )

**મહોબ્બત૦**—શાહજાદા ! હવે તમે વિશેષ વિલમ્બ ન ન કરો. આ દશ હજાર માણસનું સૈન્ય લઇ ચિતોડના કિલ્લાને ઘેરી લ્યો.

**પરવેજ**—બહુ સારૂં.

**મહોબ્બત૦**—અને મહારાજ ! આપ એક તરફથી મેવાડનાં સઘળાં ગામો બાળવાની શરૂઆત કરો. જો કોઇ અટકાવ કરે તો તત્કાલ તેને ઠાર કરી નાંખવો. હું જાણું છું, કે એ કામમાં આપ બહુ જ નિપૂણ છો. છતાં એક બાબતનો આપે ખાસ ખ્યાલ રાખવો, કે સ્ત્રી જાતિ પર કોઈપણ પ્રકારનો અત્યાચાર થવા ન પામે.

**ગજ૦**—બહુ સારૂં, મહોબ્બતખાં ! મેવાડમાં હું એક પણ રાજપૂત રહેવા દઈશ નહિ.

**મહોબ્બત૦**—એ તો હું જાણું છું મહારાજ ! મને એ વાત બહુ સારી રીતે જાણીતી છે, કે મુસલમાનો રાજ-

પૂતોના એટલા કટ્ટા દુશ્મન નથી કે જેટલા રાજપૂત જાતે પોતાના જાત ભાઈઓના છે. ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસના અભ્યાસ વડે મારા સમજવામાં એ વાત બહુ સારી રીતે આવી ગઈ છે, કે હિન્દુઓને પોતાના ભાઈઓ પર જુલમ ગુજારવામાં અને તેમને હેરાનગતિ પહોંચાડવામાં જેટલો આનંદ અનુભવાય છે તેટલો બીજા કોઈ પણ કામમાં અનુભવાતો નથી. હું એ વાત બહુ સારી રીતે સમજું છું, કે રાજપૂતોનું નામનિશાન જેટલી ઉત્તમ રીતે આપ જડમૂળથી ઉખેડી શકશો તેટલી ઉત્તમ રીતે બીજો કોઈ ઉખેડી શકશે નહિ. આટલા માટે જ મેં એ કાર્ય આપને સોંપ્યું છે. મહારાજ ! હવે આપ પધારો અને આદેશ પ્રમાણે કામ શરૂ કરો. પધારો.

ગજ૦—બહુ સારૂં. (જાય છે.)

**મહોબ્બત૦**—હિન્દુ ! રાજપૂત ! મેવાડ ! ખબરદાર ! આ એક જાતિની બીજી જાતિ સાથેની અથડાઅથડી નથી; આ તો એક ધર્મનો બીજા ધર્મની સાથે મહાન્ વિચ્છેદ છે. જોઇએ કોણ જીતે છે. (જાય છે.)



## પ્રવેશ ત્રીજો.

સ્થળ—ઉદયપુરનો રાજમહેલ.
સમય—રાત્રિ.

( રાણા અમરસિંહ અને સત્યવતી. )

રાણા—કોણ? આ વખતે યુદ્ધ કરવાને મહોબ્બતખાં આવેલ છે?

સત્ય૦—હા મહારાણા! મહોબ્બતખાં જાતે આવેલ છે અને સાથે એક લાખથી અધિક સેના લાવેલ છે.

રાણા—( દીર્ઘ શ્વાસ મુકીને )—સત્યવતી! મેં પ્રથમ જ કહ્યું ન હતું?

સત્ય૦—શું?

રાણા—એ, કે હવે સર્વસ્વનો નાશ થશે, કંઈજ અવશેષ રહેશે નહિ. સમસ્ત રાજપૂતાના ચાલ પકડી ગયું છે, તો શું એકલું મેવાડ શિર ઉંચું કરી રહેશે? શું એ વાત પણ વિધાતાથી દેખી ખમાય છે? આ સમયે મેવાડ પણ જશે. સત્યવતી! શિર નીચું કેમ રાખી રહ્યાં છો? આ તો પરમ આનંદની વાત છે!

સત્ય૦—મહારાણા! શું આ પરમ આનંદની વાત છે?

રાણા—પરમ આનંદની નહિ તો શું? બિછાના પર પડયે

પડયે મેવાડ હવે કયાંસુધી મૃત્યુ-યન્ત્રણા ભોગવ્યા કરશે ? આ વખતે તેના દુ:ખનો અંત આવી જશે.

**સત્ય૦**—તો શું મહારાણા હવે યુદ્ધ કરશે નહિ ?

રાણા—કેમ નહિ કરે ? કરશેજ. યુદ્ધ નહિ કરે તો બીજું શું કરશે ? આ સમયે ખરેખરૂં યુદ્ધ જામશે. આટલા દિવસ સુધી તો એ સઘળા બાળ-ખેલ હતા. આ વખતે જ મહાન આનંદ, મહાન્ વિપ્લવ થશે. આ તો ભાઇ-ભાઈની લડાઈ અને એ તમાશો તો સમસ્ત ભારતવર્ષ જોઈ રહેશે.

**સત્ય૦**—મેં સાંભળ્યું છે કે મહોબ્બતખાંની સાથે જોધપુરના મહારાજ ગજસિંહ પણ આવ્યા છે.

રાણા—તો શું તેમણે અમારા નિમન્ત્રણનો સ્વીકાર કરી લીધો ? વાહ ! ઠીક થયું. અમે તો એમ ધારતા હતા, કે શું મહારાજ અમારા પ્રતિ એટલા નાખુશ થઈ જશે, કે અમારા નિમન્ત્રણનો પણ સ્વીકાર નહિ કરે ?

**સત્ય૦**—તે રાજપૂત કુલાંગાર—

રાણા—શું કહ્યું ?—હવે પછી કદિ એવું કહેતા ના. તે પરમ ભક્ત-પરમ વૈષ્ણવ છે. અમે જ-મેવાડવંશના અમે જ કુલાંગાર છીએ કે આટલા દિવસો સુધી અમે તે એક ઈશ્વરને માન્યા નહિ ! “ **दिल्हीश्वरो वा जगदीश्वरो वा** ”—ગજસિંહ ! વાહ ! નામ પણ કેવું સરસ છે ! ‘ ગજ ’ અને ‘ સિંહ ’ બન્ને એક સાથે ! સૂંઢ ફેરવે છે અને યાળ પણ હલાવે છે !—વિરલ !

**સત્ય૦**—રાજપૂત થઈને રાજપૂતની સાથે યુદ્ધ કરવાને આવેલ છે !

રાણા—તે વગર યજ્ઞનાશ સંપૂર્ણ થાય શી રીતે? મહાદેવની સાથે નંદીભૃંગી ન આવે તો કામ ચાલે શી રીતે? શાસ્ત્રોની વાત કદિ અસત્ય હોતી નથી.

**સત્ય૦**—હા ! હતભાગ્ય મેવાડ !

( પોતાની આંખમાંનાં આંસુ લૂછે છે )

રાણા—સત્યવતી ! વિધાતાએ જે સમયે ભારતવર્ષને સરજ્યો હતો તે સમયે તેના લલાટમાં એ વાત લખી દીધી હતી, કે તેનો સર્વનાશ તેનાં પોતાનાં સંતાનોના જ હાથે થશે. તક્ષશીલને યાદ કરો, જયચંદ્રની વાતને સ્મરણમાં આણો, માનસિંહ અને શક્તસિંહને સંભારો અને તેમની સાથે મહોબ્બતખાં અને ગજસિંહને પણ નજરે નિહાળો. મેળ તો ઠીક મળે છે ને? બિલકુલ અક્ષરે અક્ષર મળતો આવે છે ને ? વિધાતાના લેખ કદિ નિષ્ફળ નીવડતા નથી. જાઓ સત્યવતી, હું હવે સેનાને સજ્જ કરાવું છું.

[ સત્યવતી જાય છે. ]

**રાણા**—જો કોઈ જાતિ નષ્ટ થાય છે તો તે પોતાના જ દોષથી નષ્ટ થાય છે—આ પ્રકારે વર્તવાથી જ નષ્ટ થાય છે. જ્યારે જાતિ ચેતનહીન બની જાય છે ત્યારે વ્યાધિ પ્રબળ થઈ ઉઠે છે અને ઘેરેઘેર આવા જ વિભીષણ જન્મ લે છે.

[ ગોવિંદસિંહ પ્રવેશ કરે છે. ]

રાણા—ગોવિંદસિંહજી ! શા સમાચાર છે ?

ગોવિંદ૦—મહારાણા! મહોબ્બતખાં નિર્દોષ ગ્રામવાસીઓનાં ઘર સળગાવી રહ્યો છે.

રાણા—સળગાવી રહ્યો છે? યોગ્ય જ કરે છે.

ગોવિંદ૦—યોગ્ય કરે છે? હું તેનો પૂરેપૂરો બદલો લઈશ.

રાણા—નક્કી ! નહિ તો મેવાડનો ધ્વંસ પૂર્ણ શી રીતે થશે?

ગોવિંદ૦—મહારાણા યુદ્ધ તો અવશ્ય જ કરશે ને?

રાણા—યુદ્ધ નહિ કરે તો બીજું કરશે જ શું? ગોવિંદસિંહજી ! રાજપૂત સૈન્ય કેટલું છે? પાંચ હજાર તો હશે ને? તેટલું તો બધું ઘણુંય છે. મરવાને માટે એથી અધિક સૈન્યની આવશ્યકતા નથી. મહોબ્બતખાંની સેના લગભગ એક લાખની તો હશે ને? ભલે હોય! તેથી શું આવે જાય એમ છે !

ગોવિંદ૦—રાણા ! [ શિર નીચું ઘાલી દે છે. ]

રાણા—કેમ ગોવિંદસિંહજી ! આપે પણ માથું નીચું ઘાલી દીધું ! ઉઠો, જાગો બન્ધુ ! આજ મહાન્ આનંદનો દિન છે. ઘેરેઘેર મંગલવાદ્ય વાગવા દો. ઠેરેઠેર લાલ વાવટા ઉડવા દો. ઉદયપુરના કિલ્લા ઉપર એક વાર સારી રીતે મેવાડની રક્ત ધ્વજા ફરકવા દો. બહુજ સારી રીતે જોઈ લેજો. એ દિવસ પછી ફરીને જોવાનું મળશે નહિ.

ગોવિંદ૦—મહારાજ ! અમે યુદ્ધ કરીશું અને મરીશું. પરન્તુ દુઃખ એ જ છે, કે તેમ છતાંય માતાની રક્ષા કરી શકીશું નહિ.

રાણા—તેમાં દુઃખ શું ? માતા કોની નથી મરતી ? આપણી મા પણ મરશે. કોઈની પણ મા બધાય જન્મારા સુધી પહોંચતી નથી. તેની સાથે સાથે આપણે પણ મરીશું.

ગોવિંદ૦—મહારાણા ! એમજ, એમજ હો.

રાણા—હાં ! એમજ થશે. આવો, ગોવિંદસિંહ ! મરતા પહેલાં એક વાર ખૂબ ભેટી લઈએ. ( ભેટે છે. ) જાઓ, ગોવિંદસિંહજી ! હવે મરવાની તૈયારી કરો.

( ગોવિંદસિંહ જાય છે. રાણી પ્રવેશ કરે છે. )

રાણા—કોણ રાણી! ખૂબ ઉત્સવ ઉજવો ! મહાન્ આનંદ ઉડાવો.

રાણી—શું માનસીના વિવાહનું નક્કી થઈ ગયું ?

રાણા—માનસીનો નહિ, મેવાડનો વિવાહ થશે.

રાણી—મેવાડનો વિવાહ ! તમે આ શું બોલી રહ્યા છો, રાણા.? મેવાડનો વિવાહ કેવો ?

રાણા—હા, મેવાડનો જ. આ વખતે પાયમાલીની સાથે મેવાડનો વિવાહ થશે.

રાણી—એટલે ?

રાણા—એટલે બહુ જ મઝા ! આ વખતે ભાઈ ભાઈની લડાઈ જામશે. મહાન્ આનંદ મંગળ વર્તાવો. આ વખતે વિવાહ થશે-પાયમાલીની સાથે !-વિનાશની સાથે !-ધ્વંસની સાથે !

( રાણા જાય છે. )

રાણી—હવે તો આ કેવળ જ ઉન્મત્ત-ગાંડા થઈ ગયા.

હું પ્રથમથી જ જાણુતી હતી !–અંતે આખું ઘર ગાંડું થઈ ગયું ! હવે હું શું કરૂં ?

[ માનસી પ્રવેશ કરે છે. ]

**માનસી**—મા, મારા પિતાજીને શું થઈ ગયું છે ? તે ઉન્મત્તની માફક આમથી તેમ દોડતા ફરે છે ! તેમને શું થઈ ગયું છે ?

**રાણી**—બીજું શું થાય ? જે થવાનું હતું તે થઈ ગયું છે ! તે ઉન્મત્ત બની ગયા છે. જઈને જોઉં તો ખરી.

( રાણી જાય છે. )

**માનસી**—એ મહોબ્બતખાં રાજપૂત ! એ ગજસિંહ પણ રાજપૂત ! આટલી ઈર્ષા ! આટલો દ્વેષ !–હાય, રે અધમ જાતિ ! તારૂં પતન નહિ થાય તો કોનું થશે ? જ્યાં ભાઈ ભાઈમાં લડાઇ ત્યાં કોણ કોને બચાવી શકે એમ છે ? ( જાય છે. )



## પ્રવેશ ચોથો.



સ્થળ—મેવાડના એક ગામનો માર્ગ.

સમય—મધ્યાહ્ન.

( સત્યવતી અને અરુણસિંહ ચાલ્યાં જાય છે. )

**સત્ય૦**—અરુણ !

**અરૂણ૦**—કેમ, મા !

**સત્ય૦**—હવે ચાલવામાં કષ્ટ પડે છે ?

**અરુણ૦**—ના માજી.

**સત્ય૦**—આજ આપણે આ ગામમાં ઠેરી જઈશું.

**અરુણ૦**—કેમ, અહીં શું કામ ?

**સત્ય૦**—ગામ લોકોને તૈયાર થઇ જવાને માટે સૂચન કરવું છે.

**અરુણ૦**—ક્યાં ?

**સત્ય૦**—યુદ્ધમાં. મેવાડનું વીરકૂલ નાશ પામ્યું છે. હવે નવું વીરકૂલ ઉત્પન્ન કરવું પડશે. પૂજાનો પ્રબંધ નવો કરવો પડશે. ચાલ જો, સન્ધ્યાકાળ થતો આવે છે. (બન્ને આગળ ચાલે છે.)

( કેટલાક ગ્રામવાસીઓ પ્રવેશ કરે છે. )

**૧લો ગ્રામ૦**—આવો રૂડો મલક; આ વાર ગયો જ સમજો.

**૨જો ગ્રામ૦**—આ વખતે મોબતખાં જાતે આયો છે. હવે ઉગર્યાનો એકે આરો નથી.

**૩જો ગ્રામ૦**—શું મોબતખાંને લડતાં સારૂં આવડે છે ?

**૨જો ગ્રામ૦**—ઓહ ! એમાં પૂછવું જ શું ?

**૪થો ગ્રામ૦**—હેં ! એ તે વળી લડતાં કેદુકનો શીખી ગ્યો ? મેં તો હજી તેને હમણાં જ જનમતાં જોયોતોને.

**૨જો ગ્રામ૦**—જનમતાં તો બધાયને એવી રીતે કોઈને કોઈ એક દિ દેખે છે. તેથી શું એમ કેવાય કે તે કશું જાણતો નથી ?

૪થો ગ્રામ૦—તું તો ભાઈ ભારે નીયાશાસ્તરી દેખું!

૧લો ગ્રામ૦—અરે જુઓ, પણે પેલા ગામમાં લ્હાય લાગી રહી જણાય છે તે.

બધા ગ્રામ૦—લ્હાય ? ક્યાં ? કયાં ?

૧લો ગ્રામ૦—જુઓ, જણાય છે ને પેલા ધૂમાડાના ગોટેગોટ ઉડી રહ્યા છે તે ?

૪થો ગ્રામ૦—પેલા ? એ તો વાદળાં છે.

૨જો ગ્રામ૦—શું જમીન ઉપરથી ઉડીને વાદળાં ઉંચે જાય ! નહિ. વાદળાં તે કદિ ઘૂમતાં હશે ? જુઓ છો ને, આ તો ચક્કર ગોળ ઘૂમી રહ્યું છે.

૪થો ગ્રામ૦—તો ધૂળ ઉડતી હોશે.

૨જો ગ્રામ૦—હાં, કેમ નહિ ! ખરી વાત ! ધૂળનો રંગ તો કાળો જ હોય છે ને !

૪થો ગ્રામ૦—તું તો ભાઈ, બહુ જ જક્કી દેખું ! લીધી વાત છોડતો જ નથી ને !

૧લો ગ્રામ૦—અરે-એ ગામવાળાની આ બૂમો સંભળાય છે ને ?

બધા૦—હા. હા.

૪થો ગ્રામ૦—અરે, એ તો લોક ગાતા હોશે. ન તો ગધાડાં ભૂકતાં હોશે.

**૨જો ગ્રામ૦**—ખરી વાત ! એ બેયનો સાદ એક જ સરખો હોય છે ને ! કેમ પાંડયાજી !

**૧લો ગ્રામ૦**—અરે જુઓ તો ખરા, આ કેટલાક ગામવાળા રોકકળ કરતા અને ચીસો પાડતા આ તરફ નાસતા આવે છે.

**૩જો ગ્રામ૦**—અને એમની પાછળ પાછળ આ મોટા મલેછ ગોળીઓ છોડતા આવે છે તે !

**નેપથ્યમાં**—દોહાઈ છે ! દોહાઇ છે! સાહેબ! મારો નહિ ! મારો નહિ !

**૧લો ગ્રામ૦**—અરેરે ! હાય હાય ! બચારા બધા—

(અજય અને કલ્યાણી પ્રવેશ કરે છે.)

**અજય૦**—અરે ઓ ગામ લોકો ! ઉભા ઉભા જોઈ રહ્યા છો શું ? એ લોકોને જરા બચાવો તો ખરા.

**બધા૦**—ભલા અમે તે શું કરીશું ?

**અજય૦**—તો તમે કેવળ ઉભા ઉભા આ અત્યાચાર જોયા જ કરશો ?

**૪થો ગ્રામ૦**—એમ નહિ તો શું એમની પાછળ મરશું ?–હેંડો–ભાગો. આ તરફ આવતા જાય છે.

**કલ્યાણી**—શું એમ ધારો છો, કે નાસવાથી બચી જશો? કદી નહિ. કોઈપણ બચી જવા પામશે નહિ. તમારાં પણ ઘરો સળગાવી દેવામાં આવશે.

**૧લો ગ્રામ૦**—ઉંહ્ ! એ તો સળગાવશે ત્યારે જોયું જશે. આયખું છતાં મરશે શી રીતે? ચાલો, પણ આ આવી પોચ્યાને! ભાગો-નાસો.

[ અજયસિંહ અને કલ્યાણી સિવાય સઘળા નાસી જાય છે. ]

**અજય૦**—આ આર્ત્તનાદ તો વધારે ને વધારે નજીક આવતો જાય છે. આ બંદુકનો અવાજ ! કલ્યાણી ! તમે જરા એક બાજુ પર ખસી ઉભાં રહો. હું તેઓનું રક્ષણ કરીશ.

**કલ્યાણી**—હા ભાઈ ! બની શકે ત્યાં સુધી તેમની રક્ષા કરો.

( કલ્યાણી ત્યાંથી થોડે દૂર ચાલી જાય છે. )

**અજય૦**—કલ્યાણી ! એમ તો કહી શકતો નથી, કે તે લોકોને હું બચાવી શકીશ યા નહિ; પણ હા, તેઓને માટે મારો પ્રાણ તો અવશ્ય આપી શકીશ. હું માનસીની પાસેથી જે મહામન્ત્ર શીખ્યો છું તેને આજ સાધન બનાવીશ. તેઓ આ આવતા જાય છે. ( મ્યાનમાંથી તલવાર બહાર કાઢી લે છે. )

( હાંફતા હાંફતા કેટલાક ગ્રામવાસીઓ આવે છે. તેમની પાછળ પાછળ ઉઘાડી તલવારે મોગલ સૈનિકો પ્રવેશ કરે છે. )

**ગ્રામવાસી**—બચાવો ! મહારાજ ! અમને બચાવો !

[ એમ કહેતાં અજયસિંહને પગે પડે છે. ]

**અજય૦**—[ સૈનિકોને ] ખબરદાર !

**૧લો સૈનિક**—ચુપ રહો !

[ કહી તલવાર ઉગામે છે. અજયસિંહ તેને તલવારના એકજ ઝપાટે ભોંય ભેગો કરી દે છે. બાકીના સૈનિકો અજયસિંહની સાથે લડવા લાગે છે. એક પછી એક સઘળા સૈનિકો જમીનદોસ્ત થઇ જાય છે. તે પછી થોડા બીજા સૈનિકો આવી હૂમલો કરે છે. તે સમયે. ]

**અજય૦**—કલ્યાણી ! હવે રક્ષા થઇ શકતી નથી, નાસી જાઓ.

**કલ્યાણી**—ભાઇ ! તમે અહીં પ્રાણ આપશો અને હું નાશી જઈશ ? ( એમ કહી આગળ આવે છે. તે સમયે એક મોગલ ,સૈનિકની ગોળીથી અજયસિંહ નીચે પડી જાય છે. )

**કલ્યાણી** ( દોડતી આવીને )—ભાઈ–ભાઈ–

**૨જો સૈનિક**—એ કોણ છે ? પકડો એને !

**૩જો સૈનિક**—જી નહિ. સિપહસાલાર સાહેબનો હૂકમ છે, કે ઓરત જાત પર કોઈ પણ જાતનો જુલ્મ કરવો નહિ.

**અજય૦**—કલ્યાણી ! હું મરૂં છું ! ઈશ્વર તમારી રક્ષા કરો.

( અજયસિંહ મરણ શરણ થાય છે. )

**કલ્યાણી** ( રોતાં રોતાં )—ભાઈ–ભાઈ ! ક્યાં ચાલ્યા !–
( અજયસિંહના મૃત દેહ પર પડે છે. )

**૪થો સૈનિક**—વળી ક્યાં જાય ? ત્યાં, જ્યાં એક દિન સર્વને જવાનું છે.

**કલ્યાણી** ( શાન્ત થઇને )—નહિ, હું શોક કરીશ નહિ–ક્ષાત્રવીર ! તમે તમારૂં કર્તવ્ય પૂર્ણ અદા કર્યું છે. તમે દીન અને અસહાય મનુષ્યોની રક્ષામાં સ્વાત્મભોગ આપ્યો છે. અને આ લોકો ? તેઓ સઘળા જ શયતાનના દૂત છે ! રક્ત-પિપાસુ હિંસક પશુ છે. જેઓ કોઈ પણ જાતના અપરાધ વગર બીજાઓનાં ઘર સળગાવતા ફરે છે, નિર્દોષ ગ્રામવાસીઓનાં ખૂન કરે છે, તેઓને માટે તો નરકમાં પણ સ્થાન નહિ મળે.

**૧લો સૈનિક**—ભાઈ! એમાં અમારી શી કસુર છે? અમે તો અમારા સિપહસાલાર સાહેબના હૂકમથી લોકોનાં ઘર જલાવીએ છીએ અને તેમનો જાન લઈએ છીએ.

**કલ્યાણી**—તમારા સિપહસાલાર કોણ છે?

**૨જો સૈનિક**—તમને તે માલૂમ નથી! સિપહસાલાર મ્હોબ્બતખાં સાહેબ છે.

**૩જો સૈનિક**—ચાલો, યાર! જવા તો દો.

**કલ્યાણી**—મ્હોબ્બતખાં? એવો હૂકમ તેમનો! કેવળ અસંભવિત.

**૪થો સૈનિક**—ચાલો, ચાલો!

**કલ્યાણી**—ઉભા રહો, હું પણ ચાલીશ.

**૧લો સૈનિક**—ક્યાં? તમે ક્યાં ચાલશો?

**કલ્યાણી**—તમારા સિપહસાલાર સાહેબની પાસે.

**૨જો સૈનિક**—તમને ત્યાં લઈ જઈને શું અમે–

**૩જો સૈનિક** (વચમાં)—એ જ, શું અમે આફત વ્હોરી લઈએ?

**૪થો સૈનિક**—અરે! એ ખુદ જાતે જ ચાલવા ચાહે છે તો પછી શી હરકત છે? ચાલો, એને લઈ ચાલો.

**૧લો સૈનિક**—બહુ સારૂં, ત્યારે ચાલો.

**કલ્યાણી**—ચાલો.

[બધાં જાય છે.]

---

## પ્રવેશ પાંચમો.

---

સ્થળ—ઉદયપુરની રાજસભા.

સમય—પ્રભાત.

( રાણા, ગોવિંદસિંહ અને સામન્તો. )

**રઘુવર૦**—રાણાજી ! જ્યાંસુધી બની શકયું ત્યાંસુધી અમે લડયા છીએ-મરણીયા થઇને લડયા છીએ. પણ હવે યુદ્ધ કરાવું અસંભવિત.

**રાણા**—નહિ, રઘુવર ! અમે અવશ્ય યુદ્ધ કરીશું. અમે કોઇપણ પ્રકારની મુશ્કેલીને ગણકારીશું નહિ. સાંભળીશું પણ નહિ. સૈન્યને સજ્જ કરો.

**કેશવ૦**—મહારાણા ! સૈન્ય છે જ કયાં ? સમસ્ત મેવાડ-માંથી પાંચ હજાર માણસો એકઠાં કરી શકાશે કે કેમ, એ પણ સંદેહ છે. એટલી નાની સેના લઈ એક લાખ માણસોના સૈન્ય સાથે યુદ્ધ કરવું એ શું સંભવિત છે !

**રાણા**—અસંભવિત કશું જ નથી. કેશવરાય ! અમારી એ પાંચ હજાર માણસની સેના પાંચ લાખની બરાબર છે.

**અજય૦**—રાણાજી ! આ વખતે મોગલોની સાથે સન્ધિ કરી લેવી એ જ ઉત્તમ છે.

**રાણા**—અશક્ય. તેમ કદિ પણ બની શકે નહિ. જ્યારે અમે સન્ધિ કરવા ચ્હાતા હતા ત્યારે કોઇએ પણ અમારી વાત ન સાંભળી. તે વખતે મોગલો જાતે સન્ધિ કરવા ચ્હાતા

હતા. હવે તે સમય અત્યારે રહ્યો નથી. હવે અમે આજીજી કરી મોગલોની સાથે સન્ધિ નથી કરી શકતા.

કેશવ૦—કિન્તુ—

રાણા ( વચમાં જ )—હવે એ વિષયે કંઈ જ ન કહો–કોઈ જ ન બોલો, હવે કોઈ જ ઉપાય નથી. બસ, લડવું અને મરવું જ પડશે. બોલો, શું કહો છો, ગોવિંદસિંહજી ?

ગોવિંદ૦—જી હા, બરાબર એમ જ થવું ઘટે છે. રાણાજી ! હું પ્રાણ દઈશ પણ માન તો નહિ જ આપું.

રાણા—આપ બરાબર કહો છો, ગોવિંદસિંહ ! પ્રાણ આપીશું પણ માન તો નહિ જ.

રઘુવર૦—મહારાણા !

રાણા—નહિ, હવે હું કંઈ જ સાંભળવા ઈચ્છતો નથી. હું કેવળ યુદ્ધ કરવા ઇચ્છું છું–યુદ્ધસેના સુસજ્જ કરો; મેવાડનો લાલ વાવટો ઉડાવો; રણભેરી બજાવો; જાઓ, તૈયાર થઈ જાઓ.

( રાણા અમરસિંહ સિવાય બીજા બધા જાય છે. )

રાણા—મેવાડ–સુંદર મેવાડ ! આજ હું તારૂં આ કેવું સૌન્દર્ય નીહાળી રહ્યો છું ! આવું સ્વરૂપ તો પૂર્વે કદિ પણ નીરખ્યું ન હતું. તારાં વસ્ત્ર ફાટી ગયાં છે ! સમસ્ત અંગ પર ધૂળ જામી ગઇ છે ! વાળ આમથી તેમ વીખરાઈ રહ્યા છે ! આવા વેષે તેઓ તને વધ્ય–ભૂમિ તરફ ખેંચી લઈ જાય છે. માતા ! આ તારૂં કેવું સૌન્દર્ય ! આજ આટલા લાંબા કાળે મેં તને પિછાની છે. આટલા દિવસો સુધી તારા સૌભાગ્યરૂપી સૂર્યનાં

કિરણોને તેં ઢાંકી રાખ્યાં હતાં; પણ હવે તે સૂર્ય પોતાના અંતિમ સ્થાન પ્રતિ ગતિ કરી રહેલો ખુલ્લો થાય છે. તેથી આજ તારા આકાશના પ્રાન્તે પ્રાન્તે આ કેવો અપૂર્વ અને અદ્ભુત પ્રકાશ નીકળતો નીરખી રહ્યો છું! આ કેવી જ્યોતિ! કેવી નીલિમા! કેવો અનિર્વચનીય મહિમા!



## પ્રવેશ છઠ્ઠો.



સ્થળ—મહોબ્બતખાંનો તંબુ.

સમય—પ્રભાત.

( મહોબ્બતખાં અને ગજસિંહ ઉભા છે. )

**ગજ૦**—રાણા પોતાનું સૈન્ય લઈ યુદ્ધ કરવાને આવ્યા હતા?

**મહોબ્બત૦**—હા મહારાજ! પરન્તુ પાછા તો એકલા જ ગયા. તેમના પાંચ હજાર સૈનિકો પૈકી ચાર હજાર રણક્ષેત્રમાં ખપી ગયા.

**ગજ૦**—માત્ર પાંચ હજાર માણસો લઇ એક લાખ સૈનિકોની વિશાળ સેના સાથે યુદ્ધ કરવાને આવ્યા હતા! ગજબ છાતી!

**મહોબ્બત૦**—હા, છાતી તો ગજબ જ છે! પણ મહારાજ! આજ હું એક વાતનું મહાન્ ગૌરવ અનુભવું છું.

**ગજ૦**—ગૌરવ અનુભવાય એવી જ એ વાત છે, ખાનસાહેબ!

**મહોબ્બત૦**—આમ છતાં આપને એ વાતનો કદાચ ખ્યાલ પણ આવી શકતો નહિ હોય, કે મારા દિલમાં એવું

ગૌરવ કેમ ઉત્પન્ન થઇ રહ્યું છે. શું આપ એ હકીકતથી વાકેફ છો ?

ગજ૦—આપ જ જણાવો.

મહોબ્બત૦—મને ગૌરવ એટલા માટે અનુભવાય છે, કે હું ધર્મથી મુસલમાન હોવા છતાં પણ એ જ રાજપૂત જાતિનો છું અને એ જ અમરસિંહનો ભાઈ છું. જે પુરુષ માત્ર પાંચ હજાર માણસો લઈ અમારી એક લાખ સૈનિકોની વિશાળ સેનાની સામે ખડો થયો હતો તે કેવળ પોતાના પ્રાણનું બલિદાન દેવાને જ આવ્યો હતો. પોતાના દેશની ખાતર આવો પ્રાણત્યાગ, આવી નીડરતા અને આવડી મોટી હિંમતનું કામ સમસ્ત ભારતવર્ષમાં એક રાજપૂત જ કરી શકે છે. અને હું પણ તે જ રાજપૂત જાતિનો વંશ જ છું.

ગજ૦—બેશક, અક્ષરશઃ સત્ય.

મહોબ્બત૦—અને આપ પણ તે જ રાજપૂત કુલોત્પન્ન છો; આપ પણ એ વિષે અભિમાન ધરો. પણ આપ પતિત બન્યા છો તો લાજના માર્યા સાથે સાથે શિર પણ નીચું ઘાલો. વિચાર કરો, કે આપ શું થઈ શકત અને શું થઇ ગયા છો. મારી વાત જુદી જ જાતની છે. મારે માટે ઓછામાં ઓછું એટલું સ્થાન તો આંસુ લૂછવા માટે છે, કે હું હવે રાજપૂત નથી. હું પૂર્વે કોઇ સમયે રાજપૂત હતો; અને આપ ? આપ હજી પણ રાજપૂત છો.

ગજ૦—રાણા આ યુદ્ધમાં માર્યા ગયા નહિ અને કેદ પણ ન થયા ?

મહોબ્બત૦—બહુ જ ખેદ થાય છે મહારાજ! નહિ, તેમનો વધ કરવાની યા તેમને કેદ કરવાની મારા તરફથી સખત મના કરવામાં આવી હતી. એવો દુશ્મન દુનિયાંનું ગૌરવ છે! એ ગૌરવ નષ્ટ કરવા હું ચ્હાતો નથી.

ગજ૦—ઠીક, હવે મને રજા આપશો.

મહોબ્બત૦—પધારો, મહારાજ! ( ગજસિંહ જાય છે. )

મહોબ્બત૦—આ સામે સળગી રહેલાં ગામો નજરે પડી રહ્યાં છે. દૂરથી ગામલોકોનું અસ્પષ્ટ રૂદન અને હાહાકારના શોર પણ શ્રવણે પડે છે. હિન્દુઓ! તમે તમારા ધર્મના ગૌરવ સમેત મરો. આજ મેં તમારી સઘળી શેખી ચૂર્ણ કરી ધૂળમાં મિલાવી દીધીને! તમારો દંભ, તમારો વિદ્વેષ, તમારો વિરોધ, સઘળું જ ફિટાવી દીધુંને! તમારી—

( ચાર સૈનિકોની સાથે કલ્યાણી પ્રવેશ કરે છે. )

મહોબ્બત૦—આ કોણ?

૧લો સૈનિક—ખુદાવન્દ! અમે તેને બિલ્કુલ પિછાનતા નથી. તે અમને રસ્તામાં મળી હતી, અને પોતાની ખ્વાહીશથી અમારી સાથે અહીં સુધી ચાલી આવી છે.

મહોબ્બત૦—તમે કોણ છો?

કલ્યાણી—હું કોણ તે જાણવાથી આપને કંઈ લાભ થાય તેમ નથી, સેનાપતિ સાહેબ!

મહોબ્બત૦—તો તમે અહીં કેમ આવ્યાં છો?

કલ્યાણી—હું અહીં આપની પાસે ઇન્સાફ કરાવવાને આવી છું.

**મહોબ્બત૦**—ઈન્સાફ ? શી બાબતનો ?

**કલ્યાણી**—આપના આ સિપાઈઓએ વિના અપરાધે મારા ભાઈનું ખૂન કર્યું છે.

**મહોબ્બત૦**—તમારા ભાઈનું ખૂન કર્યું છે! કેવી રીતે ?—સૈનિકો ?

**૨જો સૈનિક**—ખુદાવન્દ ! અમે ગામલોકોની કતલ ચલાવી રહ્યા હતા. આ ઓરતનો ભાઈ તેમની તરફથી અમારી સાથે લડતાં માર્યો ગયો છે.

**મહોબ્બત૦** (કલ્યાણીને)—કેમ, આ વાત સાચી છે?

**કલ્યાણી**—હા, સત્ય છે. આપના સિપાઈઓ બિચારા નિર્દોષ ગામલોકોનો વધ કરી રહ્યા હતા. મારા ભાઈ તેમના રક્ષણાર્થે ગયા તો તેમને પણ આ લોકોએ મારી નાંખ્યા.

**મહોબ્બત૦**—તો તો એ યુદ્ધમાં માર્યા ગયા.

**કલ્યાણી**—હા, એમ જ છે. આ લોકોએ તેમને યુદ્ધમાં મારી નાંખ્યા.

**મહોબ્બત૦**—તો દેવિ! એમાં આ લોકો ગુનેહગાર નથી. મેં એ લોકોને એ પ્રમાણે જ આજ્ઞા આપી હતી. સૈનિકો ! તમે બ્હાર જાઓ. (સૈનિકો ચાલી નીકળે છે.)

**કલ્યાણી**—શું આપે બિચારા નિરપરાધી ગામલોકોનાં ખૂન કરવાની આજ્ઞા આપી હતી ?

**મહોબ્બત૦**—હા, મેં કતલ કરી નાંખવાની આજ્ઞા આપી હતી.

**કલ્યાણી**—અને ગામ સળગાવી મૂકવાની પણ ?

**મહોબ્બત૦**—હા.

**કલ્યાણી**—મને એ ખરૂં લાગતું નથી. આપ એટલા બધા નિષ્ઠુર થઈ શકો જ નહિ.

**મહોબ્બત૦**—મારા સંબંધમાં તમારી એવી ઉંચી ધારણાનું કંઈ કારણ ?

**કલ્યાણી**—મારા સ્વામી એવા નિષ્ઠુર હોઈ શકે જ નહિ.

**મહોબ્બત૦** ( ચમકીને )—તમારા સ્વામી !

**કલ્યાણી**—હા, મારા સ્વામી. પ્રભો! જરા ધારીને જુઓ, આપ મને ઓળખી શકો છો યા નહિ ? હું આપની પરિત્યક્ત હિન્દુ સ્ત્રી કલ્યાણી છું.

**મહોબ્બત૦**—કલ્યાણી ! કલ્યાણી ! તો શું એ લોકોએ તમારા ભાઇ અજયસિંહનો વધ કર્યો ?

**કલ્યાણી**—હા મોગલ સેનાપતિ ! મેં જે દિવસે આપને મારા જીવનનું લક્ષ્ય બનાવીને; મારા પ્રેમને મારા જીવનનો ધ્રુવ તારો બનાવીને મારી ક્ષુદ્ર નૌકાને અનંત સંસાર સાગરમાં ઝોકાવી હતી તે દિવસે મારો ભાઈ અજય બહુ જ ખુશીથી પોતાની ઇચ્છાપૂર્વક મારૂં રક્ષણ કરવાને માટે આ મહા યાત્રામાં મારા દુઃખનો સહયાત્રી બન્યો હતો ! રસ્તામાં આપના કેટલાક દુષ્ટ સિપાઇઓથી મને બચાવવા જતાં તે મરણતુલ્ય જખમી થઇ ગયો હતો. મેં ઘણા દિવસ સુધી એક નિર્જન ભાગીતૂટી ઝુંપડીમાં રહીને એકલા હાથે તેની

સેવા કરી હતી અને નજીકનાં ગામોમાંથી ભીખ માગી માગી ખવરાવીને બચાવ્યો હતો. આપે મારા એવા એક ભાઇનો જીવ લીધો. તો હવે નાથ! મારે પણ જીવીને શું કામ છે? મારો પણ વધ કરી નાંખો.

**મહોબ્બત૦**—નહિ, મને માફ કરો, કલ્યાણી!

**કલ્યાણી**—શું આટલા બધા ગામ લોકોના જીવની હાનિ આપની જ આજ્ઞાથી થઈ છે?

**મહોબ્બત૦**—હા, મારી જ આજ્ઞાથી થઈ છે. મેં મારા સૈનિકોને રાજપૂતજાતિનો ઉચ્છેદ કરવાની આજ્ઞા આપી હતી.

**કલ્યાણી**—હે પ્રભો! તેં આ શું કર્યું? આ જ મારા આરાધ્ય દેવ! હું આ નરપિશાચનું ચિન્તન હૃદયે ધરી સંન્યાસિની થઇ હતી! શું મને મોત પણ મળતું ન હતું!—ભગવન્! આજ હું એક જ દિવસે, એકી સાથે સ્વામી અને ભાઈ બન્નેને ગુમાવી બેઠી! અત્યારે મારા સમાન અભાગિની કોણ હશે! હાય! [ વદન ઢાંકી દે છે. ]

**મહોબ્બત૦**—પણ તમે જાણો છો, કે મેં શા માટે—

**કલ્યાણી** [ વચમાં જ ]—નહિ, કંઈ જ જાણવા ચ્હાતી નથી, પ્રભો! મારો મોહ ભંગ થઈ ગયો. આટલા દિવસ હું આપની પૂજા કરતી હતી, પણ આજથી હું આપને પરમ શત્રુ સમજું છું. હું મોગલોને એટલા શત્રુ નથી સમજતી, કે જેટલા આપને સમજું છું. મોગલો સાથે અમારે કંઇ જ નથી. તેમનો ધર્મ તેમને એમ શિખાવે છે, કે તેમણે કાફરોનો વધ

કરવો. પરન્તુ આપ આ જ ભૂમિના બાળ છો, આપની નસોમાં વિશુદ્ધ રાજપૂત રક્ત વહે છે અને છતાં આપ તુચ્છ ધનલોભ અને વિદ્વેષને વશીભૂત બની પોતાની જાતિનો જ ઉચ્છેદ કરવા બેઠા છો ! શું કહું ! નાથ ! આપ મોગલોથી પણ આગળ વધ્યા ! તેઓ કેવળ મેવાડ જીતવાને જ ચાહે છે. આ બિચારા નિર્દોષ ગામલોકોનાં ઘર ફૂંકી મૂકવાને તેઓ બિલ્કુલ ચ્હાતા નથી. પણ આપ તો તેમની એ અપૂર્ણતાને પૂર્ણ કરી રહ્યા છો ! આપે તેમના ધર્મનું ઉચ્છિષ્ટ ગ્રહણ કરીને, આપના આ ઘાતકી સૈનિકોને—આ ઘૃણિત માંસ—લોલુપ નર—કુક્કુરોને—બિચારા નિરપરાધી ગામલોકો પર છોડી મૂક્યા છે ! આપે મેવાડની હરિયાળી ભૂમિને શ્મશાન ભૂમિ બનાવી દીધી છે. નિર્દોષ મનુષ્યોના હાહાકારથી આખું આકાશ ગુંજાયમાન કરી મૂક્યું છે. મોગલોની એવી ઈચ્છા કદિ પણ ન હતી. હે ઈશ્વર'! દેશના આવા કુલાંગારો—દેશદ્રોહીઓને માટે શું તારે ત્યાં કંઇ જ દણ્ડ—વિધાન નથી ? હાય ! હજી પણ તેમના મસ્તક ઉપર આકાશમાંથી વજ્ર તૂટી પડતું નથી ?

**મહોબ્બત૦**—કલ્યાણી ! તું જાણ, કે આ યુદ્ધમાં હું કેવળ તારી જ ખાતર પ્રવૃત્ત થયો છું.

**કલ્યાણી**—મારી ખાતર ? કેવળ અસત્ય.

**મહોબ્બત૦**—અસત્ય નથી કલ્યાણી ! મેં જે દિવસે સાંભળ્યું, કે તમારા પિતાએ મુસલમાન અસ્ત્રોના તિરસ્કારથી તમને ઘરથી બહાર કર્યાં છે તે જ દિવસે, તે જ ક્ષણે મેં

મેવાડની વિરુદ્ધ અસ્ત્ર ધારણ કર્યું છે.

**કલ્યાણી**—આ સત્ય ! અરે એ વાતને કદાચ સાચી માનીએ તોપણ ધર્મના કયા સિદ્ધાન્તને અનુસરી આપ એક મનુષ્યના અપરાધના કારણે સમસ્ત જાતિનો ઉચ્છેદ કરવા તૈયાર થઈ ગયા ?

**મહોબ્બત૦**—એમાં શું તમને આશ્ચર્ય થાય છે, કલ્યાણી ? શું એક રાવણના જ પાપે આખી લંકાનો નાશ થઈ ગયો ન હતો ? વળી મુસલમાનોની સાથેનો આ વિદ્વેષ એકલો તમારા પિતાનો જ છે એમ નથી. તમારા પિતાએ તો માત્ર સમસ્ત મુસલમાનો પ્રતિ આખી હિન્દુ-જાતિનો જે વિદ્વેષ છે તેને ખુલ્લા સ્વરૂપે સ્પષ્ટ કરી બતાવ્યો હતો. હું હિન્દુઓના તે જાતિગત વિદ્વેષનો બદલો લેવાને આવ્યો છું.

**કલ્યાણી**—પરન્તુ, મોગલ-સેનાપતિ ! તેનો બદલો જો કોઇ લેવા ચાહે તો તે જાતિથી જ મુસલમાન હોઈ શકે. આપ જ્યારે સ્વયં મુસલમાન થયા હતા ત્યારે હિન્દુઓનો એ મુસલમાન પ્રતિનો વિદ્વેષ જોઇને મુસલમાન થયા હતા ? નાથ ! આપની એ દશાના ઉત્પાદક આપ પોતે જ છો. નાહક શા માટે આપના મનને પ્રબોધ દઈ રહ્યા છો, કે આપ એક પ્રકારના અન્યાયનો બદલો લેવા બેઠા છો ? આપનામાં જે કંઈ મુસલમાનપણું છે તે આપની પાસે આ કામ કરાવી રહ્યું નથી; પરન્તુ આપનામાં જે ‘ હુંપણું ’—‘ મહોબ્બતખાનપણું ’ છે તે જ આપની પાસે આ કામ કરાવી રહ્યું છે.

મહોબ્બત૦ [ કંઇક સ્વગત ]—હેં! શું આ વાત સાચી છે!

કલ્યાણી—આપ તે વ્યક્તિગત વિદ્વેષથી પ્રેરાઇને જ મેવાડનો સર્વ નાશ કરવાને ઉતરી આવ્યા છો. આ આપનો ધર્મ! આ જ આપનું શૌર્ય! આ જ આપનું મનુષ્યત્વ!—હા ભગવન્! આ તેં શું કર્યું! આટલા દિવસ હું આકાશમાં મહેલ બાંધવાની તૈયારી કરી રહી હતી, આ જ તમે તેને ધૂળમાં રોળી દીધો.

મહોબ્બત૦—કલ્યાણી—

કલ્યાણી (વચમાં જ)—નહિ, બસ કરો! મારો મોહ ઉડી ગયો છે. હું માનતી હતી, કે આપ મારા સ્વામી અને હું આપની સ્ત્રી છું. આથી જ મેં એક દિવસ મહાન્ ગર્વ ધરીને કહ્યું હતું, કે "કોની તાકાત છે, કે જે અમને અલગ કરી શકે?" કિન્તુ અત્યારે હું જોઉં છું, કે મારી અને તમારી વચ્ચે એક મહાન્ સમુદ્ર આવી રહ્યો છે. આપણી વચમાં મારા ભાઇનો મૃત દેહ પડી રહ્યો છે; વળી એથી પણ અધિક આપણી બન્નેની વચ્ચે મારા સ્વદેશના રક્તની નદી વહી રહી છે. નિષ્ઠુર, દેશદ્રોહી, રક્તપિપાસુ, હિંસક!—ઓઃ–હે હરિ! હે ઇશ્વર! આવા નીચ, હિંસ્ર, પોતાના બન્ધુઓનો વધ કરનાર—મુઠીભર ઉચ્છિષ્ટની યાચના કરનારનું વિકટ અટ્ટહાસ્ય સૂણી છેક છેલ્લે તમારા પરથી પણ મારો વિશ્વાસ ઉડી ન જાય!

( કલ્યાણી ચાલી નીકળે છે. )

---

# અંક પાંચમો.



## પ્રવેશ પહેલો.



સ્થળ—ઉદયપુરનો રાજમહેલ.

સમય—રાત્રિ.

( માનસી એકલી ગાય છે. )

### ગીત.

( રાગ—માલકોષ. )

આ ચન્દ્ર-વદન મન ભાવે છે.
કરે જે પ્રકાશિત આ વસુધાને—
મનહર રૂપ દરશાવે છે— આ૦
રહી નજરે તે ખીલાવે ચાંદની,
નહીં તો તિમિર છવરાવે છે— આ૦
ચન્દ્ર જશે, જશે નહીં સુરભી,
જે કુસુમો પસરાવે છે— આ૦
આ શો ભેદ ન સમજ પડે કંઈ,
કોયલ કુક સુણાવે છે— આ૦
એ વિણુ લાગે જગત સહુ સૂનું,
મન રહી-રહી ગભરાવે છે— આ૦

( રાણા પ્રવેશ કરે છે. )

**માનસી**—પિતાજી ! આપ યુદ્ધમાંથી આવી ગયા ?

**રાણા**—હા, પુત્રી !

**માનસી**—કેમ-કેમ ? આપનું આ સ્વરૂપ ! પિતાજી ! શું થયું છે ?

**રાણા**—ચુપ ! બોલો નહિ ! મેં એક બહુ જ અદ્ભુત, બહુ જ અનુપમ, બહુ જ આશ્ચર્યકારક ઘટના નિહાળી છે.

**માનસી**—કેવી ? યુદ્ધ—

**રાણા**—આ વખતે યુદ્ધ તો થયું જ નથી, માનસી ! સમરભૂમિમાં કેવળ એક પ્રકારની આગ જ વરસવા લાગી અને તેમાં અમારી સઘળી સેના ભસ્મીભૂત થઈ ગઈ.

**માનસી**—એ શું પિતાજી ?

**રાણા**—હું કંઇ જ સમજી શકતો નથી. ન જાણે એ શું હતું ! આ જગત ઉપરનું એવું તો જાણે કંઇ જ ન્હોતું; તે જાણે એક પ્રકારનો ઉલ્કાપાત-એક જાતના અભિશાપનું ભયંકર વર્ષણ ! એક ક્ષણભરને માટે મેં મારી આંખો બંધ કરી દીધી ! મારા શરીર પર થઇને એક પ્રકારનો હૃત્કમ્પ પસાર થઈ ગયો-મારૂં મગજ એકાએક ધૂમ બની ગયું. હું કંઈ જ સમજી શકયો નહિ. જ્યારે આંખ ઉઘડી ત્યારે જાણે ઉંઘમાંથી ઉઠયો હોઉં એવો ભાસ થયો. રણક્ષેત્રમાં હું એકલો જ અને બીજું કોઇ જ નજરે પડયું નહિ ! ચારે તરફ મડદાંના ઢગલે ઢગલા ! અહા ! તે દૃશ્ય ! કેવું દૃશ્ય !

**માનસી**—પિતાજી ! આપ કંઈક ઉત્તેજિત થઈ ગયેલા જણાઓ છો. બેસો, હું આપની સહેજ સારવાર કરૂં.

**રાણા**—હું તે શ્મશાનભૂમિમાં ઘૂમવા લાગ્યો, પરન્તુ કોઇએ પણ મારા પર શસ્ત્ર ઉગામ્યું નહિ.

**માનસી**—શું એ યુદ્ધમાં આપે પરાજયનો સ્વીકાર કરી લીધો ?

**રાણા**—પરાજયનો સ્વીકાર કરવામાં યા ન કરવામાં આપણું કાંઈ જ જતું આવતું નથી. યુદ્ધ એ કંઈ તર્ક નથી, કે પરાજયનો અસ્વીકાર તે વિજય, એમ માનવામાં આવે. એ તો સ્થૂલ, કઠિન અને પ્રત્યક્ષ સત્ય છે–બહુ જ દેખાતું સત્ય છે. પરન્તુ એ લોકોએ મારો વધ કેમ ન કર્યો ! હું તે મહા શ્મશાનમાં 'મહોબ્બતખાં–મહોબ્બતખાં' 'ગજસિંહ–ગજસિંહ' પોકારતો ફર્યો, પણ કોઇ જ આવ્યું નહિ. તું કહી શકે છે માનસી કે મારી પાસે કોઇ કેમ આવ્યું નહિ ?

**માનસી**—પિતાજી ! આપ ક્ષુબ્ધ ન બનો.—

**રાણા**—હાં, એક બીજી વાત પણ સમજવામાં આવતી નથી. મહોબ્બતખાંએ જય તો મેળવ્યો, પણ હજી લગી ન જાણે કેમ, તે વિજયના અભિમાનપૂર્વક ઉદયપુરના કિલ્લામાં પ્રવેશ કરી રહ્યા નથી ! હજી તો તેને માટે અહીં આવી આ દુર્ગ પર પોતાનું આધિપત્ય સ્થાપવાનું બાકી જ છે.

**માનસી**—પિતાજી ! પરાજય થયો તો પરાજય, પરન્તુ

એ બાબતનું હવે આટલું બધું દુ:ખ શા માટે ? યુદ્ધમાં એક પક્ષનો પરાજય તો હોય જ છે.

રાણા—ઠીક કહે છે દીકરી ! એક પક્ષનો તો પરાજય થાય જ. જો એમ જ છે તો પછી દુ:ખ શાનું ? નહિ, માનસી! મુને પણ તેનું કોઈ જ દુ:ખ નથી ! પણ તેઓએ આવી અમારો વધ કર્યો કેમ નહિ ?

( રાણી પ્રવેશ કરે છે. )

રાણા (રાણીને)—અતિ મહાન્ સમસ્યા ઉપસ્થિત થઈ છે. તમે કંઈ કહી શકો છો ?

રાણી—શી ?

રાણા—તે લોકોએ અમારો વધ કર્યો કેમ નહિ હોય ?

( રાણી માનસી તરફ જુવે છે. )

રાણા—સાંભળો ! તે ગમ્ભીર નિશામાં, તે યુદ્ધક્ષેત્રમાં, તે મડદાંઓના અંબારની વચ્ચે હું એકલો ઉભો હતો. અહા ! શું તે દૃશ્ય! તમે તેની કલ્પના પણ કરી શકો તેમ નથી. ઉપર આકાશમાં અનન્ત નિશ્ચલ તારાઓનો સમૂહ અને નીચે અગણિત મડદાં. તે બન્નેની વચ્ચે બીજું કંઇ જ નહિ, કેવળ ઘોર અંધકાર. મને એમ લાગ્યું, કે જગતની સાથે મારે કંઈ જ સંબંધ નથી. જાણે હું પણ મરી ગયો છું; જાણે હું એક પ્રકારનું જીવતું જાગતું મૃત્યુ. તે યુદ્ધક્ષેત્રમાં મેં મ્યાનથી બહાર કરી તલવાર ચલાવી, પણ તે કેવળ રાત્રિની ઠંડી હવાને જ કાપતી ચાલી. હું બૂમ પાડી ઉઠયો—'મહોબ્બત !' પણ તે

અવાજ ચારે દિશાએ વૃથા ઘુમી પાછો આવ્યો. તે પછી—(ભગ્ન સ્વરે) ફરીને એક વાર યુદ્ધક્ષેત્રમાં ચારે તરફ દૃષ્ટિ દોડાવી ત્યારે તે જ તારાઓના પ્રકાશમાં મને મારૂં સુવર્ણરાજ્ય એક પ્રકારના મહાન્ ભૂકમ્પથી છિન્નભિન્ન થઈ પડેલું જણાયું. (મંદ સ્વરે) આ ઉપરાન્ત તે મહા શ્મશાનની ખુલ્લી હવા જાણે મૃત સૈનિકોના વિદેહી આત્માઓના ભારથી ભારે થઈ હોય એવી જણાવા લાગી. મહા કષ્ટે મેં એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તે નિઃશ્વાસ પણ ઉપર આકાશ તરફ ન જતાં પોતાના વજનના કારણથી નીચે જમીન ઉપર જ પડયો. મને લાગે છે, કે જો તે વખતે ત્યાં એટલો બધો અંધકાર હોત નહિ તો તે શોધવાથી જરૂર જ હાથ લાગત.

રાણી—જે થવાનું હતું તે થઇ ગયું. હવે શોચ કરવાથી શું વળે એમ છે ? મેં તો પ્રથમથી જ તે કહી દીધું હતું.

રાણા—હા, તમે બરાબર કહ્યું હતું. મેવાડ મર્યા ગયું અને હું ઉભો રહી જોતો જ રહ્યો. હું તેને કાંધ પર ઉઠાવી અહીં લઈ આવ્યો છું. આવો, જોશો !



## પ્રવેશ બીજો.

સ્થળ—મેવાડના અંતઃપુરની અંદરનો એક રસ્તો.

સમય—રાત્રિ.

( બે દાસીઓ વાતચીત કરતી પ્રવેશ કરે છે. )

**૧લી દાસી**—આહા ! ઘડપણના સમયે ગોવિંદસિંહના દુઃખનો પાર જ ન રહ્યો. એકનો એક જ છોકરો !

**૨જી દાસી**—તે તો બરાબર, પણ ચારણી રાણી તેની લાસને ગોવિંદસિંહના ઘર સુધી કેમ લઈ આવી તે તો તે જાણે.

**૧લી દાસી**--તેનાં સઘળાં જ કામો ન સમજી શકાય તેવાં હોય છે. જાણે તેને બીજું કોઈ કામ જ હોતું નથી. શું ત્યાં બહુ જ માણસો ભેગાં થઈ ગયાં છે ?

**૨જી દાસી**—અરે ! આખું આંગણું ભરાઈ ગયું છે. ગોવિંદસિંહ ઘેર નથી. ચારણી રાણીના પુત્ર અરુણસિંહ તેમને બોલાવી લાવવા ગયા છે. મેં જોયું, કે તે આંગણામાં લાસની પાસે એકલી ચારણી રાણી ઉભી છે. બાકીનાં માણસો છેટે ઉભાં છે.

**૧લી દાસી**—અંધારામાં ?

**૨જી દાસી**—અંધારૂં નહિ તો બીજું શું હોય ? જો કંઈએ પ્રકાશ હોય તો તે માત્ર દૂર ઓરડામાં એક નાનો સરખો દીવો ટમટમી રહ્યો હતો એ જ. —પેલું કોણ ?

**૧લી દાસી**—ક્યાં ?

**૨જી દાસી**—પણે.

**૧લી દાસી**—એ તો આપણી રાજકુમારી! આ શી સ્થિતિ! આંખો ઉંચી ચઢી ગઈ છે, વસ્ત્ર સરી જતું જમીન પર ઘસડાતું ચાલે છે. બન્ને હાથની મૂઠીઓ વાળી દીધી છે.

**૨જી દાસી**—જુઓ, એ તો આ તરફ આવતાં જણાય છે. ચાલો, આપણે જતાં રહીએ.

(બન્ને જાય છે. બીજી બાજુથી **માનસી** પ્રવેશ કરે છે.)

**માનસી**—ગયા! અજય પણ સદાને માટે ગયા! ન તો એક વાર મળ્યા કે ન કંઈ કહ્યું અને ચાલી જ નીકળ્યા! પણ શું એ સત્ય છે? અહા! મારૂં મસ્તક ભમી રહ્યું છે, મારી દૃષ્ટિ સમીપ સેંકડો લીલાં-પીળાં પૃથ્વી પરથી ઉત્પન્ન થાય છે અને ઉંચે જઈ નાશ પામે છે. મારા શરીરમાંથી એક પ્રકારની તરલ જ્વાળા નીકળી રહી છે. મારા માથા પરથી આકાશ ખસી ગયું છે, પગ તળેથી પૃથ્વી સરી ગઈ છે. હાય! હું ક્યાં છું! (ક્ષણવાર નિસ્તબ્ધ બની વળી પાછી ધીમે ધીમે)—હું બહુ જ નિષ્ઠૂર!—કદિ મોંઢેથી વાત પણ કરી નહિ. તે દિવસે જ્યારે અજયે મારી રંચ માત્ર અનુકમ્પાના ભિખારી બની મારા મુખ પ્રતિ દીનતાભર્યાં નેત્રે નિહાળ્યું હતું, જ્યારે તે કેવળ એક સકરુણ દૃષ્ટિપાતને માટે તલપાપડ બની રહ્યો હતો ત્યારે પણ મારૂં મુખ ફાટ્યું નહિ—હું તેની સાથે કંઈ બોલી નહિ. તેથી જ મારો અજય ગુસ્સે થઈ ચાલ્યો ગયો છે મારા તે ગર્વનો ચૂરો કરી, પગ તળે કચરી નાખી ચાલી નીકળ્યો છે. અજય! આજ તમારા પાદ પર આળોટવાને જીવ તલપી

રહ્યા છે, આજ તને આ છાતી ચીરી દેખાડવાની ઇચ્છા થઈ રહી છે. પણ હાય ! હવે એ સમય રહ્યો નથી ! બહુ જ મોડું થઈ ગયું છે ! [ મારની જાય છે. ]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ—ગોવિંદસિંહના ઘરનું આંગણું.

સમય—રાત્રિ.

( પવન સુસવાટ કરી રહ્યા છે, અજયસિંહની લાસ પડી છે, નજીકમાં સત્યવતી અને ચાર ઉપાડનારા ઉભાં છે. ગોવિંદસિંહ અનિમિષ નેત્રે લાસ તરફ જોઈ રહ્યા છે. )

ગોવિંદ૦—આ, મારા પુત્ર અજયસિંહની મૃત દેહ છે! સત્યવતી ! એ તને ક્યાં મળી ?

સત્ય૦—રસ્તાની બાજુ પર.

ગોવિંદ૦—સત્યવતી ! આ તેનું મૃત્યુ શી રીતે થયું ?

સત્ય૦—જે લોકો તેની આસપાસ ઉભા હતા તેમનાથી સાંભળ્યું, કે મહોબ્બતખાંના સિપાઇઓ બિચારા ગામ લોકોની નાહક કતલ ચલાવી રહ્યા હતા. અજયસિંહ તેમનું રક્ષણ કરવા ગયા અને પોતાનો પ્રાણ આપ્યો. કલ્યાણીને પણ સિપાઇઓ પકડીને લઈ ગયા છે.

ગોવિંદ૦—સત્ય ! શું એ સત્ય ! અજય ! બેટા અજય ! તેં મને ક્ષમા માગવાનો પણ અવસર ન આપ્યો !

હું ક્રોધાંધ બની ગયો હતો ! તેથી જ તું ઘર છોડી ચાલી નીકળ્યો, છતાં મેં તને કશું જ કહ્યું નહિ. મેં તને પાછો કેમ ન વાળ્યો ! જવા જ કેમ દીધો ! હાય અજય ! પ્રાણાધિક અજય ! ક્ષમા માગવાનો પણ અવસર આપ્યો નહિ ! આટલો બધો રોષ ! આટલો બધો ગર્વ ! હું તો તારો વૃદ્ધ પિતા !—અજય ! અજય !—

**સત્ય૦**—ગોવિંદસિંહજી ! એમાં દુઃખ શું ? અજયે તો દીન જનોનું રક્ષણ કરવામાં પ્રાણ આપ્યા છે.

**ગોવિંદ૦**—તારૂં કહેવું સાચું છે, સત્યવતી ! અજયે અનાથનું રક્ષણ કરવામાં પ્રાણ આપ્યા છે—અસહાયની સહાયતામાં પ્રાણ ત્યાગ્યા છે—તો પછી દુઃખ શાનું ? જાઓ, તેના દેહને સાદર અગ્નિ સંસ્કાર કરો, જાઓ.

(ગોવિંદસિંહ લાસનું મોઢું ઢાંકી દે છે, ઉપાડનારાઓ અજયસિંહના શબને ઉપાડી લઈ જવાની તૈયારી કરે છે. ત્યાં ફરીને )

**ગોવિંદ૦**—ઉભા રહો, મને એક વાર ફરીને તેનું મુખ નિહાળવા દો. હાય ! જીવન સર્વસ્વ ! મુજ વૃદ્ધના વિસામા ! હું અંધની એકની એક લાકડી ! મારા વ્હાલા પુત્ર ! એક વાર–નહિ નહિ, દુઃખ શાનું ? સત્યવતી તું બરાબર જ કહે છે, અજયે અનાથની રક્ષામાં પ્રાણ આપ્યા છે.—મેવાડ ! રાક્ષસી ભૂમિ ! આટઆટલા પ્રાણોથી પણ તારૂં પેટ ભરાયું નહિ ! તું તો જવા બેઠી છે, પણ સર્વનું ભક્ષણ કર્યા વિના જાય તેમ જણાતું નથી. આજ મારો સોનાનો સંસાર ધૂળ મળ્યો !–નહિ !

નહિ! કોણ કહે છે અજય મરી ગયો છે! તે મરી ગયો નથી! જુઓ, તે મારી તરફ તાકી રહ્યો છે! જુઓ હજી તે જીવતો જ છે!—અજય! અજય!

[ ગોવિંદસિંહ અજયના મૃત દેહ તરફ ધસે છે. સત્યવતી વચમાં આવી ખડી થઇ જાય છે. ]

**સત્ય૦**—ગોવિંદસિંહ! શોકથી ઉન્મત્ત ન બનો. હવે એ તમારો પુત્ર નથી.

**ગોવિંદ૦**—નથી! મારો પુત્ર નથી! સત્ય કહે છે; મારો પુત્ર નથી! એ એક મારી ભ્રાન્તિ!—અજય! અજય! મારા સર્વસ્વ!—( મોઢું ઢાંકી દે છે. )

**સત્ય૦**—ગોવિંદસિંહ! તમે વીર છો. પુત્ર-શોકથી આટલા બધા અધીર થવું એ તમારે માટે શોભાસ્પદ નથી.

**ગોવિંદ૦**—શું કહ્યું સત્યવતી—જરા ફરીને જોરથી બોલો. સંભળાતું નથી. મારા હૃદયની અંદર એક પ્રકારનું ભયંકર તોફાન મચી રહ્યું છે. તેને લીધે કંઇ જ સંભળાતું નથી. ઓહો હો હો હો—( પોતાની છાતી દાબીને પકડી લે છે. )

( કલ્યાણી પ્રવેશ કરે છે. )

**કલ્યાણી**—પિતાજી! પિતાજી!

**ગોવિંદ૦**—કોણ બોલાવે છે? કલ્યાણી? સર્વનાશિની! જો, તારા પ્રભાવનું ફળ! મારા અજયનું તેં જ ભક્ષણ કર્યું છે, રાક્ષસી! લાવ તેને પાછો લાવ!

**કલ્યાણી**—હાય! મૃત દેહ! ભાઇ! ભાઈ!

( અજયના મૃત દેહને વળગી પડે છે. )

**ગોવિંદ૦**—મર! આઘી મર! મારા અજયને અડીશ ના. મર, જા ડાકિની! ( કલ્યાણીનો હાથ પકડી તેને દૂર કરે છે. )

**કલ્યાણી** ( ઉઠીને )—પિતાજી! ખરે જ હું ડાકણ છું. મને મારી નાંખો. હાય! હું કલ્યાણી! એવું નામ પાડનાર કોણ હતું? પિતાજી! હું આપના ઘરમાં અકલ્યાણની શિખા-રૂપ, મેવાડમાં ધૂમકેતુરૂપ અને સંસારમાં સર્વનાશિનીરૂપ નીવડી છું. મારો વધ કરો. આ સર્વનાશિનીને સંસારમાંથી દૂર કરો. બસ, પછી સઘળું જ પાછું મળશે. મારો વધ કરો! વધ કરો! [ ગોવિંદસિંહની સામે શિર ઝુકાવી બેસી જાય છે. ]

**ગોવિંદ૦**—મારા હૃદયમાં આ શું થઈ રહ્યું છે? એ એક નરકનો દાહ—પિશાચનું નૃત્ય છે! હવે સહ્યું જતું નથી! હવે તો એ સહ્યું જતું નથી, જગદીશ!

**સત્ય૦**—ગોવિંદસિંહ! દુઃખથી અધીર બનો નહિ. તમારા વીર પુત્રને સાદર અગ્નિદાહ દો. તમારા પુત્રે અનાથોનું રક્ષણ કરવામાં પ્રાણદાન દીધું છે.

**ગોવિંદ૦**—સાચું કહો છો! તમે સાચું જ કહો છો! અજયે અનાથોનું રક્ષણ કરવામાં પ્રાણ આપ્યા છે. હવે હું ક્લેશ કરીશ નહિ. મને ક્ષમા કરો બેન, એ તો મારા ગૌરવ-ની વાત છે—પણ—(રડતાં રડતાં) સત્યવતી! અત્યારે મારી વૃદ્ધાવસ્થા છે-આખર અવસ્થા છે!

**કલ્યાણી**—પિતાજી--

**ગોવિંદ૦** ( કમ્પિત સ્વરે )—આવ, કલ્યાણી ! આવ મને ભેટ, બેટા ! આવ, મારી ઘરથી બહાર કરેલી, પતિથી ત્યજાયેલી, માતૃહીન, અભાગિની કન્યા ! આવ મેં સતી સાધ્વીનું અપમાન કર્યું હતું અને તેથી જ ઈશ્વરે મને આ દણ્ડ દીધો છે–જાઓ, તમે મૃત દેહને અગ્નિદાહ કરો.

[ શબવાહકો મૃત શરીરને ઉપાડવાની તૈયારી કરે છે. એટલામાં છૂટા કેશે અને વસ્ત્રો સરી ગયેલા વેશે વેગથી **માનસી** પ્રવેશ કરે છે. ]

**માનસી**—ઉભા રહો ! મને પણ એક વાર જોઈ લેવા દો.

**સત્ય૦**—આ કોણ, રાજકુમારી !

**માનસી**—અજય ! પ્રિયતમ ! મારા પ્રાણ ! મારા સ્વામી !

**સત્ય૦** (ચમકીને)—આ શું રાજકુમારી–તમારા સ્વામી !

**માનસી**—તો સઘળાં જ સુણો ! કદિ કોઈને પણ ન કહેલી એવી વાત આજ તમને સર્વને કહું છું. મારૂં લગ્ન આ અજયસિંહની સાથે જ થયું હતું, પણ તે કોઇ જ જાણતું ન હતું. અરે ! મને પોતાને પણ તેની ખબર ન હતી. તે લગ્ન એક પણ અક્ષરના ઉચ્ચારણ વિના, કોઈ પણ ન જાણી શકે તેવી ગુપ્ત રીતે–આત્માએ આત્માનું થયું હતું.—પ્રિયતમ ! ક્યાં જાઓ છો ! જુઓ, હું આવી છું.—આજ હવે નથી હું તમારી તે પ્રગલ્ભા ગુરુ, કે નથી તે કરુણામયી રાજકન્યા ! પરન્તુ આજે તો માત્ર હું તમારી પ્રેમ–ભિખારિણી એક દુર્બળ સ્ત્રી છું ! આજ હું રસ્તે રઝળતી અત્યંત દીન ભિખારિણીથી પણ અધિક દીન છું. અજય ! તમને કદિ એ પણ કહી શકી નહિ,

કે હું તમને કેટલી ચાહું છું! હું પ્રથમ એ સમજી શકી ન હતી! મને માફ કરો.

**સત્ય૦**—અહા! રાજકુમારી પણ શોકથી ઉન્મત બની ગઈ!—માનસી! શાન્ત થાઓ. અજયે અનાથોનું રક્ષણ કરવામાં પ્રાણ આપ્યા છે—

**માનસી**—સાચું કહો છો. પ્રાણ એ રીતે જ આપવા જોઈએ. મારા વ્હાલા શિષ્ય! આજ મારા ગુરુ તરીકેના સ્થાન પર તેં અધિકાર જમાવ્યો! તારા મહિમાનાં કિરણો પરલોકમાં વ્યાપ્ત બની આ પૃથ્વી પર આવી લાગ્યાં છે! આનું નામ તે મૃત્યુ! બસ મરવું તો આ રીતે જ જોઈએ!—વૃદ્ધ ગોવિંદસિંહજી! ધન્ય છે આપને, કે આપ એક આવા પુત્રના પિતા હોવાનું અભિમાન ધરી શકો છો! મને પણ ધન્ય છે, કે જેને આવા પતિ છે!—ગોવિંદસિંહજી! આપણા માટે આ ગર્વનો સમય છે, શોકનો નહિ.

**ગોવિંદ૦** [શુષ્ક કંઠે]—રાજકુમારી! અજયે અનાથોનું રક્ષણ કરવામાં પ્રાણ આપ્યા છે! દુઃખ શાનું? (ભગ્ન સ્વરે)—અજયે દેશની ખાતર (એટલું બોલી આગળ બોલી શકાયું નહિ તેથી ભીંત પર બાંહ્યો હાથ ટેકવી તે પર પોતાનું માથું મૂકે છે. રુદનના આવેગથી તેનું જીર્ણ શરીર કમ્પી ઉઠે છે.)

**માનસી**—વ્યર્થ! વ્યર્થ! વ્યર્થ! અંતરમાંથી ઉઠતો એક પ્રબલ શોકનો ઉછાળો સઘળી સાન્ત્વનાઓને ઢાંકી દે છે! હવે સહ્યું જતું નથી.—અજય! અજય!—

કલ્યાણી--આ બધું શું બની રહ્યું છે! કંઇજ સમજી શકાતું નથી. આતે સ્વર્ગ છે, કે મર્ત્ય! આ તે જીવન, કે મૃત્યુ! હું કોણ?—ઓહ!—( મૂર્છિત બની પૃથ્વી પર પડે છે. )

સત્ય૦--કલ્યાણી! કલ્યાણી!

ગોવિંદ૦—પુત્રી મરે છે! મરવા દો. અમે સઘળાં જ સાથે જઈશું—પુત્ર, કન્યા, હું, મેવાડ—સઘળાં એક સાથે જ જઇશું. પુત્ર ગયો, કન્યા ગઈ, આ મેવાડ—મારો પ્યારો મેવાડ--તે પણ ડુબી રહ્યો છે-ડુબી રહ્યો છે-એ ડુબ્યો! હું પણ જઉં છું. [ ગાંડાની માફક દોડી જાય છે. ]

સત્ય૦—માપ પૂર્ણ ભરાઈ ચૂકયું! હવે તો પ્રલય જ થવો જોઇએ!

---

## પ્રવેશ ચોથો.

---

સ્થળ—મેવાડના એક પર્વતની તળેટીમાં મહોબ્બતખાંનો તંબુ.

સમય—સન્ધ્યા.

( મહોબ્બતખાં તંબુની બહાર ઉભો ઉભો પહાડ પર પડતાં અસ્ત પામતા સૂર્યનાં કિરણો જોઈ રહ્યો છે. )

મહોબ્બત૦—હ્યો, અસ્ત પણ થઇ ગયો.

ગજ૦ ( પ્રવેશ કરતાં કરતાં )—ખાનસાહેબ!

મહોબ્બત૦—પધારો, મહારાજ!

**ગજ૦**—યુદ્ધમાં જીત મેળવી ચૂકયા; છતાં આપ સેના સહિત ઉદયપુરમાં પ્રવેશ કરતા કેમ નથી ?

**મહોબ્બત૦**—શું તેનું કારણ મારે આપને જણાવવાનું છે ?

**ગજ૦**—નહિ જી, હું તો સહેજ પૂછવાની ખાતર જ પૂછું છું. ખાનસાહેબ ! સાંભળ્યું છે, કે આ વખતે મેવાડની સ્ત્રીઓએ પણ શસ્ત્ર ધારણ કર્યાં છે.

**મહોબ્બત૦**—સ્ત્રીઓએ શસ્ત્ર ધારણ કર્યાં છે !—સ્ત્રીઓએ ?

**ગજ૦**—જી હા, સ્ત્રીઓએ. જોઇએ, તેઓ કેવી રીતે યુદ્ધ કરે છે. આ વખતની લડાઈમાં કંઈક કોમલ ભાવ તો જરૂર આવશે જ. હું પણ આ વખતના યુદ્ધમાં જઈશ.

**મહોબ્બત૦**—મહારાજ, આપ રાજપૂત થઈને પણ રાજપૂત સ્ત્રીઓની આ પ્રકારે નિંદ્ય હાંસી કરી શકો છો ! શું આપ ખરે જ રાજપૂત છો ? નહિ—

**ગજ૦**—ખાનસાહેબ !—

**મહોબ્બત૦**—જાઓ—જાઓ—આપની આ બહાદુરી ભવિષ્યમાં આપના દેશને માટે રાખી મૂકજો. (ગજસિંહ જાય છે)

**મહોબ્બત૦**—એ જ સઘળા મહાત્માઓ હિન્દુ ધર્મનો વાવટો ઉડાવે છે. હિન્દુઓ ! તમે તમારો દેશ તો ખેર, ગુમાવી જ બેઠા હતા; પરન્તુ સાથે સાથે તમારૂં મનુષ્યત્વ પણ ગુમાવી બેઠા !

( એક સૈનિક પ્રવેશ કરે છે. )

**મહોબ્બત૦**—કેમ, શી ખબર છે ?

**સૈનિક**—શાહજાદા સાહેબ લશ્કર લઈ આવી પહોંચ્યા છે.

**મહોબ્બત૦**—આવી ગયા ?—ઠીક, જાઓ.

( સૈનિક જાય છે. )

**મહોબ્બત૦** (સ્વગત)—સૈન્ય લઈ આવવાનું તો હવે કંઇ જ પ્રયોજન ન હતું. મેવાડનો તો હું પૂરેપૂરો નાશ જ કરી ચૂકયો છું. પણ હા, હું મોગલોના સૈન્ય સાથે ઉદયપુરના કિલ્લામાં પ્રવેશ કરવા ચ્હાતો ન્હોતો, તો હવે તે કામ શાહજાદા—મોગલો પોતાની જાતે જ કરી લેશે. મારૂં કામ અહીં જ પૂરૂં થઇ જાય છે.

( ગોવિંદસિંહ પ્રવેશ કરે છે. )

**મહોબ્બત૦**—આપ કોણ છો ?

**ગોવિંદ૦**—હું મેવાડનો એક સરદાર છું.

**મહોબ્બત૦**—અહીં પધારવું કેમ થયું ?

**ગોવિંદ૦**—કહું છું, જરા દમ લઈ લેવા દો.

**મહોબ્બત૦**—આપ શું રાણા અમરસિંહના દૂત છો ? સન્ધિનું કહેણ લઇને આવ્યા છો ?

**ગોવિંદ૦**—એમ થતા પૂર્વે મારા આ શિર પર વજ્રાઘાત તૂટી પડો !

**મહોબ્બત૦**—તો પછી આપની અહીં શી ઇચ્છા છે ?

**ગોવિંદ૦**—મરવાની—હું મરવા ઇચ્છું છું. વૃદ્ધ થયો છું;

મરવાને ચાહું છું. હું યુદ્ધ કરીને મરવા ચાહું છું, પણ કોઇ સાધારણ સિપાઈની સાથે યુદ્ધ કરીને નહિ. મારી ઈચ્છા તમારા હાથે મરવાની છે—તમારી સાથે યુદ્ધ કરીને મરીશ.

**મહોબ્બત૦**—બેભાનમાં તો બકતા નથી ને ?

**ગોવિંદ૦**—નહિ મહોબ્બત, હું બેભાન નથી. તમે નક્કી કરી માનો, કે જો મારાથી બની શકે તો હું દ્વંદ્વ યુદ્ધ કરીને તમારો વધ કરવાને આવ્યો છું-હા ઈશ્વર! જો અત્યારે મારામાં એટલી શક્તિ હોત !-નહિ, મહોબ્બતખાં! હું જાણું છું, કે આજ દ્વંદ્વ યુદ્ધમાં હું તમને જીતી શકીશ નહિ; પણ હા, હું મરી તો શકીશ. હું તમારા હાથે મરવા ઈચ્છું છું.

**મહોબ્બત૦**—આ તો બહુ જ અદ્‌ભુત ઈચ્છા !

**ગોવિંદ૦**—બિલકુલ નહિ. એમાં અદ્‌ભુત જેવું તો કશું જ નથી. મેં ઓછામાં ઓછાં પચાસ યુદ્ધો સ્વર્ગસ્થ મહારાણા પ્રતાપસિંહની બાજુમાં ઉભા રહી કર્યાં છે. આ દેહ પર ન જાણે કેટલાએ ઘાની નિશાનીઓ છે. હવે છેલ્લો ઘા તમારી તલવારના આઘાતથી થાય એમ ઈચ્છું છું.

**મહોબ્બત૦**—તેથી આપને શો લાભ થાય તેમ છે ?

**ગોવિંદ૦**—લાભ તો કોઇ એવો ખાસ નથી, પણ તમે ધર્મથી મુસલમાન હોવા છતાં પણ જાતિથી હિન્દુ છો; અને વળી રાણા પ્રતાપસિંહના ભાઈના પુત્ર છો. એટલા માટે તમારા હાથે મરવામાં કંઈક ગૌરવ સમાયેલું છે.

મહોબ્બત૦—આપ શું સલુમ્બ્રાના ઠાકોર ગોવિંદસિંહજી છો ?

ગોવિંદ૦—હાઃ-હાઃ-હાઃ, ઓળખ પડી મહોબ્બતખાં ? હવે તો સમજવામાં આવી ગયું ને, કે હું તમારા હાથે મરવાને કેમ ચાહું છું ? મહોબ્બતખાં ! આજ તમે મેવાડને જીત્યું છે—મેવાડનો ધ્વંસ કર્યો છે; આમ છતાં હું તમને ઉદયપુરના દુર્ગમાં પ્રવેશ કરવા દઇશ નહિ. મેવાડમાં હવે સૈન્ય નથી.-તમારે હવે યુદ્ધ કરવું પડશે નહિ. હું મેવાડનો અન્તિમ યોદ્ધા છું. આજ હું એકલો જ મોગલોના અગણિત દળને ઉદયપુરમાં દાખલ થતાં રોકવાને ખડો છું. મારો વધ કર્યા વિના તમે ઉદયપુરના કિલ્લામાં પ્રવેશ કરવા પામશો નહિ. અસ્ત્ર ઉઠાવો.

[ ગોવિંદસિંહ તલવાર મ્યાનમાંથી બહાર કાઢે છે. ]

મહોબ્બત૦—પરન્તુ, વીરશ્રેષ્ઠ ! હું તો તે દુર્ગમાં પ્રવેશ કરવા ચ્હાતો નથી.

ગોવિંદ૦—ચાહો અગર ન ચાહો, મારા મનથી તો તે બન્ને એકજ છે.—ચાલો, અસ્ત્ર ઉઠાવો.

મહોબ્બત૦—સાંભળો—

ગોવિંદ૦—નહિ, હું કંઈ જ સાંભળવા ચ્હાતો નથી. મારા અંતરમાં એક પ્રકારનો દાવાનળ સળગી રહ્યો છે. ન રહ્યો મારો પુત્ર, કે ન રહી મારી પુત્રી—બસ, હવે મરવા જ ચાહું છું. મારા સ્વાધીન મેવાડને મોગલો દ્વારા પદ-દલિત થતો જોતા પહેલાં જ હું મરવા ચાહું છું. રાણા પ્રતાપસિંહના

પુત્રને મોગલોનો દાસ બનતો જોતા પૂર્વે જ હું મરવા ચાહું છું.-વળી હું, એક એવા પુરૂષના હાથે મરવા ચાહું છું, કે જે જમાઈ હોવા છતાં પણ મારા પુત્રનો વધ કરનાર છે; જે અમારા દેશનું સંતાન હોવા છતાં પણ અન્યનો ગુલામ છે; જે અમારા ધર્મનો હોવા છતાં પણ મુસલમાન છે; જે અમારા રાજાનો ભાઈ હોવા છતાં પણ તેનો શત્રુ છે. અસ્ત્ર ઉઠાવો, મહોબ્બત !

**મહોબ્બત૦** ( તલવાર ખેંચીને )—શાન્ત થાઓ ! હું આપનો કદિ પણ વધ કરીશ નહિ.

**ગોવિંદ૦**—હું કંઇ જ સાંભળવા ઇચ્છતો નથી. આપની જાતને સંભાળો.

**મહોબ્બત૦**—ગોવિંદસિંહજી,—

**ગોવિંદ૦**—મારો વધ કરો—મારી નાંખો—

**મહોબ્બત૦**—હું અસ્ત્ર છોડી દઉં છું.

**ગોવિંદ૦**—પણ, મહોબ્બત! હું તમને નહિ છોડું. અસ્ત્ર પકડો. આજ હું મરવાને માટે જ આવ્યો છું; જરૂર મરીશ. અસ્ત્ર પકડો. હું છોડીશ નહિ.

( આક્રમણ કરવાને તૈયાર થઇ જાય છે. એટલામાં ગજસિંહ આવી પાછળથી ગોવિંદસિંહ પર ગોળી છોડે છે. ગોવિંદસિંહ જમીન પર પડી જાય છે.)

**મહોબ્બત૦**—આ શું ? આપે આ શું કર્યું, મહારાજ ?

**ગજ૦**—વધ કર્યો.

**મહોબ્બત૦**—આપ જાણો છો, કે તે કોણ છે ?

**ગજ૦**—કોણ ? કોઈ લુટારો.

**ગોવિંદ૦**—ગજસિંહ, હું લુટારો નથી–લુટારા તો આપ છો. અન્યનાં રાજ્ય લૂંટવાને હું આવ્યો નથી–આપ આવ્યા છો. મહોબ્બતખાં ! જાઓ, હવે ઉદયપુરમાં જાઓ. હવે તમને કોઈ જ રોકનારૂં નથી. પોતાની માતાને પકડી મોગલોની દાસી બનાવો. સન્તાનનું કર્તવ્ય પૂર્ણ કરો. અજય ! કલ્યાણી !....

( ગોવિંદસિંહ મૃત્યુ પામે છે. )

---

## પ્રવેશ પાંચમો.

---

સ્થળ—ઉદયપુરના દુર્ગની સામેનો એક રસ્તો.

સમય—રાત્રિ.

( એક દુર્ગ-રક્ષક રાજપૂત સૈનિકની સાથે કેટલાક પુરજનો વાત કરી રહ્યા છે. )

**૧લો પુર૦**—કેમ સાહેબ, આજ મહારાણાજી દુર્ગની બહાર કેમ ગયા છે ?

**સૈનિક**—કેમ ગયા છે, તેની તો ખબર નથી; પણ સાંભળ્યું છે, કે સેનાપતિ મહોબ્બતખાંએ મેવાડની સામે ઉઠાવેલા અસ્ત્રનો પરિત્યાગ કરી પાદશાહને એક પત્ર લખી મોકલ્યો હતો. આથી ખુદ શાહજાદા ખુરમ આ વખતે યુદ્ધ કરવાને આવ્યા છે. એક મોગલદૂત શાહજાદા પાસેથી પત્ર લઈને આવ્યો હતો. સાંભળ્યું છે, કે તે પત્રમાં તેમણે મહા-

રાણાની સાથે સન્ધિ કરવાની માગણી કરી હતી. મોગલદૂતના ગયા પછી બીજે દિવસે-આજ સવારે અશ્વ પર પલાણ કરી તેઓ શાહજાદાના તંબુ તરફ ગયા છે.

**૨જો પુર૦**—તે પછી શું થયું ?

**સૈનિક**—તે પછી શું થયું છે તેની મને ખબર નથી.

**૩જો પુર૦**—શું રાણાજી હજી લગી ત્યાંથી પાછા આવ્યા નથી ?

**સૈનિક**—ના.

**૪થો પુર૦**—તેમની સાથે કોણ ગયું છે ?

**સૈનિક**—કોઈ નહિ. તેઓ એકલા જ ગયા છે.

**૧લો પુર૦**—જુઓ તો ખરા, પેલું કોણ આવે છે ?

**૨જો પુર૦**—આપણા રાણાજી તો ન હોય ?

**૩જો પુર૦**—ના, ના. તે રાણાજી હોય એમ તો જણાતું નથી.

**૪થો પુર૦**—તેમનો પોષાક તો રાજાઓના જેવો જ છે. ( સૈનિકને )—કેમ સાહેબ, આપ જાણો છો, તે કોણ છે ?

**સૈનિક**—તે તો જોધપુરના મહારાજ ગજસિંહ છે.

**૧લો પુર૦**—તે તો એ જ ને, કે જે મહોબ્બતખાંની સાથે મેવાડ પર આક્રમણ કરવાને આવ્યા છે ?

**સૈનિક**—હા, એજ.

**૨જો પુર૦**—તે રાજપૂત જ છે ને ?

**૩જો પુર૦**—રાજપૂત હોવા છતાં પણ રાજપૂતોનો શત્રુ છે.

( સેના સાથે મહારાજ ગજસિંહ પ્રવેશ કરે છે. )

ગજ૦ ( સૈનિકને )—દુર્ગનાં દ્વાર બન્ધ છે ?

સૈનિક—હા, મહારાજ !

ગજ૦—તો ખોલો. હવે આ દુર્ગ અમારો છે.

સૈનિક—સિવાય આજ્ઞા ?—મારા પ્રભુની આજ્ઞા સિવાય દ્વાર ખોલી શકાશે નહિ, મહારાજ !

ગજ૦—પ્રભુ !—તમારા પ્રભુ હવે રાણા અમરસિંહ રહ્યા નથી; તમારો પ્રભુ હવે હું છું.

સૈનિક—આપ ! તે હું જાણતો ન્હોતો. છતાં પણ અમારા રાણા અમરસિંહજીની આજ્ઞા સિવાય દુર્ગનાં દ્વાર ખોલી શકાશે નહિ.

ગજ૦—સૈનિકો ! આની પાસેથી દ્વારની ચાવી છીનવી લ્યો.

સૈનિક—જીવમાં જીવ છે ત્યાં સુધી તો નહિ જ.

[ તલવાર ખેંચે છે. ]

ગજ૦—તો એનો વધ કરો.

૧લો પુર૦ ( બીજા પુરજનોને )—ઉભા ઉભા શું જોઈ રહ્યા છો ? મારો.

( સઘળા એકી સાથે ગજસિંહ પર તૂટી પડે છે. )

ગજ૦—બહાદૂરો !—

( ગજસિંહના સૈનિકો પુરજનો ઉપર તૂટી પડે છે. એટલામાં કેટલાક મોગલ-સૈનિકો સાથે રાણા અમરસિંહ આવી પહોંચે છે. )

રાણા—સૈનિકો ! હથિયાર છોડી દો.

( મોગલ–સૈનિકોને જોઇ રાજપૂત સૈનિક અસ્ત્ર છોડી દે છે. )

રાણા—મહારાજ ગજસિંહ ! આપને અહીં આવવાનું કંઈ કારણ ?

ગજ૦—હું આ દુર્ગમાં પ્રવેશ કરવા ઇચ્છું છું.

રાણા—રાજ–અતિથિ !. રાણા અમરસિંહ તમારો યથોચિત આદર સત્કાર કરશે.—મોગલોના કુત્તા ! આ જ તારે યોગ્ય અતિથિ–સત્કાર ( એમ કહી લાત મારી ગજસિંહને નીચે પાડે છે. ) સાહસી સૈનિક ! દુર્ગનું દ્વાર ખુલ્લું કર. ( હાક ઉઘટતાં મોગલ–સૈનિકોને )—હવે તમે પાછા જઈ શકો.

( રાણા દુર્ગમાં પ્રવેશ કરે છે અને બારણાં બંધ થઈ જાય છે. )

---

## પ્રવેશ છઠ્ઠો.

---

સ્થળ—મેવાડનો પહાડી રસ્તો.

સમય—સન્ધ્યા.

( સત્યવતી, અરુણસિંહ અને કેટલીક ચારણીઓ. )

ચારણીઓ ગાય છે.

( લાવણી. )

ઉડી ગયું સુખ–સ્વપ્ન હમારૂં, તાર બીનના તૂટયા છે !
ગાવું શું ! મેવાડ દેશનાં ભાગ્ય જોઈ હ્યે ફૂટયાં છે !
આ મેવાડ શૈલની શોભા, નષ્ટ થઇ સઘળી સારી !
આસમાનથી માનો એ પર, વજ્ર પડ્યું તૂટી ભારી!

આ મેવાડ શિખર પર ઝુંડો, લાલ હવે ક્યાં ફરકે છે!
દશા દેખી આંખોની આગળ, અંધકાર આ ઘુરકે છે!

પક્ષી ગણુ જો કુઞ્જ-જલતામાં, મધુર ગાન ક્યાં ગાએ છે?
પુષ્પ—પરિમલ રસ પીવા ક્યાં, ભ્રમર ગુંજતા આવે છે?
શશિ પણ શોભા રહિત થયો છે! મલય વાયુ ક્યાં વાએ છે!
બે તટ પર શી ઉદાસીનતા! સરિતા સૂકી જણાએ છે!

આ મેવાડ શિખર પર ઝુંડો, લાલ હવે ક્યાં ફરકે છે!
દશા દેખી આંખોની આગળ, અંધકાર આ ઘુરકે છે!

જંગલમાં મંગલ નથી ને નથી, હસી—ખુશી કો ઠામે ક્યાંઈ!
નરનારી—યુથ વલખાં મારે, રહ્યાં વિપત્તિમાં રોઈ!
રાણીજાયા રણુવીરોની, નથી ચમકતી તલવારો!
સુંદરીઓ શણુગાર તજી, તજી બેઠી પુષ્પ તણા હારો!

આ મેવાડ શિખર પર ઝુંડો, લાલ હવે ક્યાં ફરકે છે!
દશા દેખી આંખોની આગળ, અંધકાર આ ઘુરકે છે!

અંધકાર મેવાડ દેશ પર ચઢયો સુખ સહુ સંતાયું!
ચારણુ ગણુ યશ ગાઈ ધીરજ દે, થયું જેહ ધણીનું ધાર્યું.
ભલે જાય સુખ પડે દુઃખ પણુ, રહેણી કહેણી રહી જાયે;
ઉઠે ગુંજી મેવાડ શૂન્ય જ્યાં ચારણુ યશ એના ગાએ.

આ મેવાડ શિખર પર ઝુંડો, લાલ હવે ક્યાં ફરકે છે!
દશા દેખી આંખોની આગળ, અંધકાર આ ઘુરકે છે!

( ત્રણ સૈનિકોની સાથે હિદાયતખાં પ્રવેશ કરે છે. )

**હિદાયત૦**—તમે કોણ છો ?

**સત્ય૦**—હું ચારણી છું.

**હિદાયત૦**—તમે વાટે—ઘાટે આ જ ગાન ગાતાં ફરોછો ?

**સત્ય૦**—હા, સૈનિક ! અમારૂં કામ જ ગાન ગાતાં ફરવાનું છે.

**હિદાયત૦**—તમે એ ગાન હવે ગાઈ શકશો નહિ.

**સત્ય૦**—કેમ ?

**હિદાયત૦**—હવે આ મુલ્ક તમારો રહ્યો નથી. તે મોગલોને કબજે થઇ ગયો છે.

**સત્ય૦**—મોગલોની જય હો. જ્યાંસુધી મેવાડ સ્વતંત્ર હતો ત્યાંસુધી અમે યુદ્ધ કર્યું. હવે જ્યારે મેવાડે શિર નમાવી મોગલોના આધિપત્યનો સ્વીકાર કરી લીધો છે ત્યારે મોગલોની સાથે અમારે કંઈ વિરોધ નથી. પરન્તુ એટલા માટે શું અમે રડી પણ શકીએ નહિ ?—મોગલ સૈનિક ! જગતમાં સઘળાં મનુષ્યો પોતાની માને ચાહે છે, તો પછી હતભાગ્ય મેવાડવાસી જ માત્ર તેના પર પ્રેમ કરવો શા માટે છોડી દે ?

**હિદાયત૦**—નહિ, એ ગાન ગાઈ શકશો નહિ.

**અરુણ૦**—અમે ગાઇશું, જોઉં, કોણ રોકે છે ? ગાઓ મા.

**હિદાયત૦**—જો તમે એ ગાન ગાશો તો તમને અમારે કેદ કરવાં પડશે.

**સત્ય૦**—કેદ કરો, સૈનિક ! અમને કેદ કરી લ્યો. અમે

તમારા કેદખાનામાં બેસી એ જ દુઃખનાં ગીત વડે તેના ગમ્ભીર અંધકારને ગજાવી મૂકીશું—ગાઓ બેટા.

હિદાયત૦—બહુ સારૂં ! તો હવે તમે કેદી થઇ ચૂક્યાં.

[ આગળ કદમ ભરે છે. ]

અરુણ૦—ખબરદાર ! ( કહી તલવાર ખેંચે છે ) જો પ્રાણ વ્હાલા હોય તો માને અડકતા નહિ.

હિદાયત૦—ઉદ્ધત છોકરા ! તલવાર છોડી દે.

અરુણ૦—લ્યો, આ છોડી દીધી.

હિદાયત૦—સિપાઇઓ ! મારો એને.

( સિપાઇઓ અરુણ તરફ ધસે છે. અરુણ તેમની સાથે યુદ્ધ કરે છે. )

સત્ય૦—શાબાશ બેટા ! જીવતા સુધી અસ્ત્ર છોડો નહિ. એમ જ જોઇએ !—અહા ! કેવો આનંદ !

[ હિદાયતઅલ્લી જાતે અરુણ પર આક્રમણ કરે છે. અરુણસિંહ પાછો હટી યુદ્ધ કરે છે. સૈનિકો અને હિદાયત અરુણસિંહને ઘેરી લે છે. પોતાના પુત્રનું મૃત્યુ નિકટ સમજી સત્યવતી થોડી ક્ષણને માટે આંખો બંધ કરી લે છે. એટલામાં કેટલાક સિપાઇઓ સાથે મહોબ્બતખાં ત્યાં પ્રવેશ કરે છે. ]

મહોબ્બત૦—હિદાયતઅલ્લી ! ઠેરી જાઓ.

( બધા મન્ત્રમુગ્ધવત્ ઠરી જાય છે. )

મહોબ્બત૦—શરમ આવતી નથી, હિદાયતઅલ્લી ! બબ્બે જવાન લઠ્ઠ સિપાઇઓ મળી એક નાના બાળક પર આક્રમણ કરી રહ્યા છે અને તે ઉપર તમે પણ તલવાર ચલાવી રહ્યા છો ! ધિક્કાર છે !—વત્સ ! તું તારા પ્રાણની પણ દરકાર

વગર તારી માતાનું રક્ષણ કરી રહ્યો હતો ! ધન્ય છે તને ! પ્રાણ તો એ રીતે જ અપાય ! જીવતો રહે, વત્સ !

[ સત્યવતી અત્યાર સુધી પોતાની બન્ને મુઠીઓ એકઠી કરી તેને છાતી પર રાખી ચુપચાપ મહાન્ ગૌરવ અને આનંદથી પોતાના પુત્ર અરુણના મુખ તરફ જોઈ રહી હતી. હવે તે મહોબ્બતખાંની તરફ બે પગલાં આગળ ભરે છે અને પછી પાછી હઠી શિર ઝુકાવે છે. મહોબ્બતખાં સત્યવતી તરફ જોઇ રહે છે અને પછી કહે છે ]

**મહોબ્બત૦**—બેન !—તમને હું બીજું શું કહું ! તમને ' બેન ' કહી બોલાવવાનો પણ અધિકાર મેં રાખ્યો નથી. તો—બીજું શું કહું ? મને માફ કરો.—બેન.

**સત્ય૦** (સ્વગત)—ભગવન્ ! આ શું કર્યું ? મારો નાનો ભાઈ મને બેન કહી બોલાવી રહ્યો છે, તોપણ હુ તેને મારા હૃદય પ્રતિ આકર્ષી લઇ શકતી નથી !

**અરુણ૦**—એ કોણ છે, મા !—

**સત્ય૦**—તે મોગલ-સેનાપતિ મહોબ્બતખાં છે.

**મહોબ્બત૦**—હું તારો મામો છું.

**સત્ય૦**—ચાલો બેટા ! આપણે જઈએ.

**મહોબ્બત૦**—ક્યાં જશો ? મને માફ કરતાં જાઓ.

**સત્ય૦**—મહોબ્બતખાં ! તને માલૂમ છે, કે તેં કેવું પાપ કર્યું છે ?

**મહોબ્બત૦**—માલૂમ છે. મેં મારા પોતાના હાથે મારા પોતાના ઘરમાં લ્હાય લગાડી છે; અને તેમાંથી ઉડી રહેલા ધૂમાડાના ઢગને પૈશાચિક આનંદથી જોયા છે.

સત્ય૦—કેવળ તે જ શું ?

મહોબ્બત૦—બીજું શું ?—મુસલમાન બન્યોછું ! પણ તેથી હું એ સ્વીકાર કરતો નથી, કે મેં કોઈ પાપ કર્યું છે—જેની જેવી શ્રદ્ધા હોય તેવું માનવાને તે સ્વતંત્ર છે. તોપણ—

સત્ય૦—બહુ સારૂં !—( અરૂણને )—ચાલો બેટા.

મહોબ્બત૦—ઉભાં રહો. જો તે પાપ જ હોય; તોપણ તે પાપ શું એટલું બધું ભયાનક, કે તે માનવ હૃદયમાંની સઘળી જ કોમળ પ્રવૃત્તિઓને જડ મૂળથી તોડી ફેંકી દે !—બેન, હું જાણું છું, કે સ્રીયોનું હૃદય પવિત્રતાનું તપોવન, આત્મોત્સર્ગનું લીલાસ્થાન અને પ્રીતિનું નન્દનવન છે. શું આચારના નિયમો એટલા બધા જ કઠોર, કે તે સ્રીના એવા હૃદયને પણ પત્થર કરી દઈ શકે છે ! એક વાર એક ક્ષણભરને માટે ભૂલી જાઓ, કે તમે હિન્દુ—હું મુસલમાન, તમે પ્રપીડિત—હું અત્યાચારી. કેવળ એટલું જ વિચારો, કે તમે મનુષ્ય છો, હું પણ મનુષ્ય છું, તમે બેન છો, હું ભાઈ છું. યાદ કરો બેન તે શૈશવકાળ, કે જ્યારે તમે મને કેડમાં બેસાડી ઘૂમતાં હતાં, મારા ગાલને ચુંબનથી ભરી દેતાં હતાં અને મને છાતી સરસો લઇ સૂઈ રહેતાં હતાં ! સ્મરણ કરો—આપણે તે જ બન્ને માતૃહીન ભાઇ બેન !—બેન !

સત્ય૦—ભગવન્—

મહોબ્બત૦—બેન—

સત્ય૦—હવે સહ્યું જતું નથી ! જે થવાનું હતું તે થઈ

ચૂક્યું છે.—લઘુ બન્ધુ મારા ! જાઓ, હું તમારો સઘળો અપરાધ ક્ષમા કરૂંછું. પરમાત્માને પ્રાર્થના કરૂંછું, કે તે પણ તમને માફ કરો. જાઓ, ભાઈ ! હવે હું તમને મારા મનથી મોગલ સેનાપતિ મહોબ્બતખાં નહિ, પણ માત્ર મારા તે જ નાના ભાઈ મહિપતિ સમજું છું. ભાઈ, જાઓ.

**મહોબ્બત૦**—તો જાઉં છું, બેન! ( પ્રણામ કરે છે. )

**સત્ય૦**—દીર્ઘાયુ થાઓ, ભાઈ ! ( અરુણને )—ચાલ બેટા ! જઇએ.

**હિદાયત૦**—ક્યાં જાઓ છો ? તમે અમારાં કેદી છો.

**મહોબ્બત૦**—કોઇની પણ તાકાત નથી, કે જે મારી આંખની સામે મારી બેનનો એક વાળ સરખો પણ વાંકો કરી શકે.—જાઓ બેન ;

**હિદાયત૦**—આપ હવે સિપહસાલાર નથી, ખાન-સાહેબ ! હવે અમે આપની વાત કબૂલ નથી કરી શકતા. અત્યારે સિપહસાલાર છે શાહજાદા ખુરમ.

( શાહજાદા પ્રવેશ કરે છે. )

**શાહજાદા**—બહુ સારૂં ! તો હું જાતે હુકમ કરૂં છું ! ( સત્યવતીને ) જાઓ દેવિ ! બેધડક ઘેર જાઓ.

**હિદાયત૦**—પરન્તુ, એ ઔરત વાટે—ઘાટે સર્વત્ર વિદ્રોહ-નો ફેલાવો થાય એવાં ગીત ગાતી ફરે છે, શાહજાદા સાહેબ !

**શાહજાદા**—મેં દૂરથી તે ગાન સાંભળ્યું છે. તે એક હતાશપૂર્ણ ગમ્ભીર દુ:ખનું ગાન છે.

હિદાયત૦—પણ શાહજાદા સાહેબ ! એ પ્રકારના ગાનથી રાજ્યમાં અશાન્તિ ફેલાશે તો ?

શાહજાદા—એવી અશાન્તિને કેમ દાબી દેવી તે મોગલ શહેનશાહ જાણે છે. હિદાયતઅલીખાં ! કેવળ મેવાડમાં જ નહિ, પરન્તુ સમસ્ત હિન્દુસ્તાનમાં પોતાની માતૃભૂમિ પ્રત્યેના પ્રેમનાં આ પ્રકારનાં ગીત, તેના કોઈ પણ સંતાનના ગાવાથી આવડું મોટું મોગલ સામ્રાજ્ય શરત્કાળના એક વાદળના ટુકડાની માફક નાશ પામે તો ભલે નાશ પામે. મોગલોની સલ્તનત કંઈ એવા રેતીના પાયા પર રચાયેલી નથી, હિદાયત ! તેની સ્થાપના ભારતવાસીઓના ગાઢ સ્નેહ પર સ્થાપિત થયેલી છે. મોગલ શહેનશાહ કદિ કોઈને પણ યોગ્ય અને ન્યાયસંગત રીતે માતૃભૂમિ પ્રતિનો પ્રેમ પ્રદર્શિત કરવામાં અને ભક્તિયુક્ત પવિત્ર અંતઃકરણે તેની પૂજા કરવામાં અટકાવ કરશે નહિ. તેને માટે જો તેની આ આખી સલ્તનત ચાલી જાય તો કંઈ જ પર્વા નથી. સમજ પડી, હિદાયત !

હિદાયત૦—જેવો હુકમ, શાહજાદા સાહેબ !

શાહજાદા—ગાઓ દેવિ ! તમે એ ગાન ગાઓ. એ વાતનું દુઃખ નથી, કે તમે એ ગાન ગાતાં ફરો છો; પરન્તુ દુઃખ તો એ વાતનું છે, કે આજ મેવાડમાં એ ગાન સાંભળનાર લોક નથી. ગાઓ દેવિ ! કશો જ ભય નથી. હું સાંભળીશ. હું તમારી માતૃભૂમિના પ્રાચીન ગૌરવની સાથે

અશ્રુ વહાવી રોઈ જાણું છું. ગાઓ દેવિ ! ગાઓ બાળક ! હું પણ તે ગાન સાથે જોડાઇશ. ગાઓ હિદાયતઅલ્લી ! સૈનિકો ! તમે પણ ગાઓ.

( સર્વે ગાતાં ગાતાં ચાલ્યાં જાય છે. )



## પ્રવેશ સાતમો.



સ્થળ—ઉદય સાગરનો કિનારો.

સમય—સન્ધ્યા.

( માનસી એકલી ઉભી છે )

**માનસી**—મારા ઉપર થઇને એક વાવાઝોડું પસાર થઈ ગયું છે. અત્યારે ફરીને સમુદ્રનું તે જ મૃદુ અને ગંભીર અનાદિ સંગીત શ્રવણે પડે છે;—કેટલું બધું મધુર ! વાદળ ખસી ગયું છે. અત્યારે ફરીને આકાશમાં તે જ નક્ષત્રોજ્જ્વલ અબારિત નીલિમા નજરે પડે છે;—કેટલી બધી નિર્મળ ! આજ હું જોઉં છું, કે મારો કર્તવ્ય-પથ જીવનનાં ક્ષુદ્ર સુખ-દુ:ખોની સીમા ઉલ્લંઘી બહુ દૂર પ્રસરી રહ્યો છે.

[ કલ્યાણી પ્રવેશ કરે છે. ]

**માનસી**—કોણ ? કલ્યાણી !

**કલ્યાણી**—હા, રાજકુમારી !

**માનસી**—હજુએ પાછી રાજકુમારી ! તમારી સાથે

મારો એક નવો સંબંધ થયો નથી ?— એ જ ! હજીએ પાછી રડે છે, કલ્યાણી ! છિ: બેન !

**કલ્યાણી**—હવે હું રડીશ નહિ. પરન્તુ બેન—રહ્યું જતું નથી. આટલા માટે જ તમારી પાસે આજ દોડી આવી. મને ધીરજ આપો.

**માનસી**—તમારો સઘળો જ દુ:ખભાર મને સોંપો અને મારૂં સુખ તમે લ્યો, કલ્યાણી !

**કલ્યાણી**—તમારૂં સુખ !

**માનસી**—હા, મારૂં સુખ. દુ:ખ મને ચગદી-કચરી સરખી કરી દેવા આવ્યું હતું; પણ તેતો તેનાથી બની શક્યું નહિ, બની શકશે પણ નહિ. હું દુ:ખને હિંસક પશુની પેઠે બાંધી વશ કરી મારા પોતાના કામમાં લગાડી દઇશ. કલ્યાણી, દુ:ખે મારા ઉપર બહુ જ ઉપકાર કર્યો છે. આટલા દિવસ સુધી હું સુખના રાજ્યમાં વાસ કરી રહી હતી—દુ:ખનું રાજ્ય મને છેટેથી એક પ્રકારના ધૂમસ જેવું જણાતું હતું. આજે તે જ રાજ્યમાં વાસ કરી રહી છું. શત્રુને પિછાન્યો છે, ઓળખી લીધો છે, હવે તે મને કદિ પણ ગાફલ બનાવી શકશે નહિ. આટલા દિવસો સુધી જીવન અપૂર્ણ હતું, આ જ પૂર્ણ થયું છે.

**કલ્યાણી**—ધન્ય છે તમને, બેન !

**માનસી**—તમે પણ ધન્ય થશો, કલ્યાણી !

**કલ્યાણી**—શી રીતે, બેન ?

**માનસી**—મારા કામમાં મને સહાય થાઓ. આવો આપણે બંને જણ માનવજાતિના કલ્યાણ માટે આપણું જીવન અર્પણ કરી દઈએ. તમારૂં 'કલ્યાણી' નામ સાર્થક થાઓ !—મને મદદગાર થશો ?

**કલ્યાણી**—થઇશ.

**માનસી**—સારૂં. તો જુઓ, કે તમને ધીરજ મળે છે, કે નહિ. 'જન-કલ્યાણ' એ જેનું વ્રત છે તેને પછી દુઃખ શાનું?

**કલ્યાણી**—ખરી વાત. મારો વ્યર્થ ગયેલો પ્રેમ તમારા જ કામમાં સાર્થક હો.

**માનસી**—શું તમે હજી પણ મહોબ્બતખાંને ધિક્કારો છો?

**કલ્યાણી**—બેન ! તે દિવસે ગર્વ સહિત તેમને એ જ કહી આવી હતી, કે હું તમને ધિક્કારૂં છું. પરન્તુ અત્યારે મને સમજાય છે, કે તેમનો તિરસ્કાર કરવાની શક્તિ મારામાં નથી. બાલ્યકાળથી જ જેની સ્મૃતિનું ધ્યાન ધરી આવડી મોટી થઈ છું, યૌવન કાળથી જેને મેં મારા જીવનનું લક્ષ્ય માન્યું છે; આ હતાશરૂપી અંધકારમાં પણ જેની ચિંતા મારા અંતરમાં રાવણની ચિતાની પેઠે એક સરખી ભડભડાટ સળગી રહી છે;—તેના તરફ હું તિરસ્કાર કરી શકતી નથી. તે તો કેવળ મોઢાની વાતો જ હતી.

**માનસી**—તેનું અત્યારે કંઇ જ પ્રયોજન નથી, કલ્યાણી !- તમે તમારા એ પ્રેમને મનુષ્યતામાં વ્યાપ્ત કરો—વિશ્વ વ્યાપી બનાવો. તમને શાન્તિ મળશે. વિશ્વ-પ્રેમ બદલો ચ્હાતો નથી;

યોગ્ય-અયોગ્યના વિચારને તેમાં સ્થાન નથી. તે તો સેવા કરવામાં જ સુખી.—

( સત્યવતી પ્રવેશ કરે છે. )

**સત્ય૦**—માનસી ! તમને તમારા પિતાજી બોલાવે છે.

**માનસી**—તે પાછા આવતા રહ્યા ?

**સત્ય૦**—હા, બેન.

**માનસી**—મોગલોની સાથે સન્ધિ થઇ ગઇ ?

**સત્ય૦**—ના, રાણાએ જોયું, કે શાહજાદા ખુરમે રાણાની સાથે મૈત્રી કરવાનો જે પત્ર લખ્યો હતો તે તો કેવળ મોઢાની જ વાતો હતી. તે એક આકાશ-કુસુમ, મૃગતૃષ્ણિકા જ હતાં.

**માનસી**—કેમ ?

**સત્ય૦** ( ક્ષણભર નિસ્તબ્ધ રહીને )—માનસી ! મૈત્રી તો થાય છે સમાને સમાનમાં—હાથે હાથ જ સંકળાય છે. લાતની સાથે પીઠનો સંબંધ હોતો નથી. જયધ્વનિની સાથે આર્ત્ત-નાદનો મેળ ખાતો નથી. શાહજાદા ચાહે છે, કે રાણા દુર્ગની બહાર નીકળી શહેનશાહી ફરમાનનો સ્વીકાર કરે. પણ માનસી ! રાણા પ્રતાપસિંહના પુત્રને માટે એ અપમાન કરતાં મૃત્યુ જ સારૂં.

**માનસી**—તો પિતાજી શું કરશે ?

**સત્ય૦**—આજ તેમણે સઘળા સામન્તોને બોલાવી પોતાના પુત્રને ગાદિએ બેસાડયા છે અને પોતે રાજ્યભારનો ત્યાગ કર્યો છે. તે રાજ્ય છોડી રાણીની સાથે વનમાં નિવાસ

કરશે. આજ મેવાડનું પતન થઈ ગયું, માનસી !

**માનસી**—બા ! મેવાડ-પતનનો આરંભ શું આજે જ થયો છે ? નહિ, નહિ. તેનું પતન આજે થયું નથી. તેના પતનનો આરંભ તો બહુ દિવસો પૂર્વે થઈ ચૂકયો છે. આ પતન તે પરમ્પરાની ગ્રન્થી માત્ર છે.

**સત્ય૦**—તેના પતનનો આરંભ ક્યારથી થયો છે, બેન !

**માનસી**--જે દિવસથી મેવાડ પોતાની આંખો ઉપર પાટા બાંધી કેવળ આચારનો હાથ પકડી ચાલવા લાગ્યું, જે દિવસથી તે સોચવું--સમજવું ભૂલી ગયું છે ત્યારથી. બા ! જ્યાંસુધી ઝરણુ વહેતું રહે છે ત્યાંસુધી જળ શુદ્ધ રહે છે, પરન્તુ ઝરણુનું વહન બન્ધ થયું, કે તરત જ તેમાં જંતુ પેદા થવા લાગે છે. આ જ રીતે એ જાતિમાં વિચારસ્રોતનું વહન બંધ પડતાં આજે નીચ સ્વાર્થતા, ક્ષુદ્રતા, ભ્રાતૃદ્રોહ, વિજાતિદ્વેષ આદિ દોષોનો જન્મ થયો છે. પ્રાચીન સમયનો તે ઉદાર-અતિ ઉદાર-હિન્દુ ધર્મ આજે પ્રાણુહીન એક આચારનું ખોખું જ માત્ર બની રહ્યો છે. બા! જેનો ધર્મ ગયો તેનું પતન થાય નહિ? જાતિની અંદર જે પાપ ઘર કરી ગયું છે, તે જોવાનો કોઇને અવકાશ નથી. “ મેવાડ ગયું ” એમ બોલી કેવળ આક્રન્દ કરવાથી શું વળે તેમ છે ?

**સત્ય૦**—તો શું આ દુઃખમાં એ જ સાન્ત્વના છે ?

**માનસી**—ના, તેથી પણુ વધારે મહાન્ સાન્ત્વના છે. તે સાન્ત્વના એ છે, કે મેવાડ ગયું છે તો તેને જવા દો;

તેનાથી પણ મહાન્ સમ્પત્તિ અમને પ્રાપ્ત થાઓ. હું ઇચ્છું છું, કે અમારા ભાઈઓ નૈતિક બળથી—ચારિત્ર્ય બળથી બળવાન હો, કે જે વડે તેઓ દુઃખમાં, નિરાશામાં, ગાઢ અંધકારમાં ધર્મને પોતાના જીવનનું લક્ષ્ય બનાવે. જો તેઓ એવું ન કરે તો તેઓ નષ્ટ થઈ જાઓ. મને તેનું દુઃખ નથી.

**સત્ય૦**—મારા ભાઇઓ નષ્ટ થઈ જાય અને હું તે ઉભી ઉભી જોયાં જ કરૂં ?

**માનસી**—ના, ખરા જીગરથી યત્ન કરીશું બચાવવા તેમને. આમ છતાં પણ જો તેઓ ન બચી શકે તો કંઈ જ ચિંતા નથી—ઈશ્વરનો મંગળમય હેતુ પાર પડો. જેવી રીતે સ્વાર્થની અપેક્ષાએ જાતિયતા શ્રેષ્ઠ છે તેવી રીતે જાતિયતા કરતાં જનતા મહાન્ છે. જાતિયતા યદિ જનતાની વિરોધિની હોય તો એવી જાતિયતાનો જનતાના મહાસાગરમાં લય થઇ જાઓ. દેશ, આવા મનુષ્યતા વિહીન દેશની સ્વાધીનતા ભલે લય પામો—એવી જાતિ ફરીને મનુષ્ય હો.

**સત્ય૦**—તે શી રીતે બનશે, બેન ?

**માનસી**—કેમ નહિ બને ? આપણુ સર્વની તે જ સાધના હો. ઉચ્ચ સાધના કદિ પણ નિષ્ફળ થતી નથી. એ જાતિ ફરીને મનુષ્ય બનશે.

**સત્ય૦**—તે ક્યારે ?

**માનસી૦**—જે દિવસે લોકો આ હદ બહારના આચારોના ખરીદેલા ગુલામ ન બની રહેતાં ફરીને જાતે જ વિચારતાં

શીખશે; જે દિવસે લોકોના આંતરમાં ફરીને વિચારસ્રોત વહેવા લાગશે; જે દિવસે લોકો જેને ઉચિત અને કર્તવ્ય સમજશે તેને નિર્ભય બની કરતાં જશે; કર્તવ્ય કરવામાં કોઈની પણ સ્તુતિ યા નિન્દાની દરકાર રાખશે નહિ; કોઈની પણ ભૃકુટિની સામે ભૃકુટિ ચઢાવશે નહિ; અને જે દિવસે, લોકો યુગોની પુરાણી પોથીઓ ફેંકી દઇ નવો ધર્મ અંગીકાર કરશે—ત્યારે.

**સત્ય૦**—તે નવો ધર્મ તે કયો, માનસી ?

**માનસી**—તે ધર્મનું નામ છે પ્રેમ. જે કોઇ એ ધર્મનો ઉપાસક બને છે તેને પોતાને છોડી ક્રમશઃ ભાઇ, જાતિ, જન અને તે પછી જનતાની સાથે પ્રેમ કરતાં શિખવું પડે છે. તે પછી તેને જાતે બીજું કંઈ જ કરવું પડતું નથી. ઈશ્વરના કોઈ અજ્ઞેય નિયમાનુસાર તેનું ભવિષ્ય એની મેળે જ સુધરી જાય છે. બેન, જાતિય ઉન્નતિનો માર્ગ રક્ત-પ્રવાહની મધ્યમાં થઇને નથી; તે તો પરસ્પરનાં પ્રેમભર્યાં આલીંગનોની વંચમાં થઈને છે. જે પથ ચૈતન્ય દેવ બતાવી ગયા છે તે પથ પર ચાલો બેન. તેમ ન કરતાં જો આપણે જાતે જ નીચ, કુટિલ અને સ્વાર્થસેવી બની રહીશું તો રાણા પ્રતાપસિંહની સ્મૃતિ મસ્તક પર ધારણ કરી, ગત ગૌરવનો નિર્વાણ પ્રદીપ ખોળામાં રાખી જીવનભર હાહાકાર કર્યા કરવા છતાં પણ આપણાથી કશું—કશું જ બનશે નહિ.

[ સઘળાં જાય છે. ]

## પ્રવેશ આઠમો.



સ્થળ—ઉદયસાગરનો કિનારો. સમય—સન્ધ્યા.

( આકાશ વાદળથી ઘેરાયેલું છે. રાણા **અમરસિંહ** એકલા ઉભા છે. )

**રાણા**—મેવાડનું આકાશ ક્રોધથી ગર્જી રહ્યું છે. મેવાડનો પહાડ લજ્જાથી મુખ ઢાંકી રહ્યા છે. મેવાડનું સરોવર ક્ષુભિત બની કિનારા સાથે અથડાઈ પડે છે. મેવાડના કુલ—દેવતાઓએ રોષને લીધે મુખ ફેરવી લીધું છે. અમારા હાથે અમારા મેવાડનું—રાણા પ્રતાપના મેવાડનું—આજ પતન થઈ ગયું—હાય ! [ આમથી તેમ આંટા ફેરા મારવા લાગે છે. ]

( **મહોબ્બતખાં** પ્રવેશ કરે છે )

**રાણા**—બન્દગી ખાનસાહેબ !

**મહોબ્બત૦**—મેવાડના રાણાની જય હો !

**રાણા**—મોગલ સેનાપતિ ! તમે એકલી લોહીની નદીઓ વહાવવામાં જ કુશળ છો એમ નહિ, પરન્તુ તમને વ્યંગ કરતાં પણ બહુ સારૂં આવડતું જણાય છે. તો બહુ સારૂં, “ મેવાડના રાણાની જય હો. ”

**મહોબ્બત૦**—નહિ રાણા, હું વ્યંગમાં બોલતો નથી.

**રાણા**—બોલો કે ન બોલો, તેમાં મારૂં કંઈ જ જવા આવવાનું નથી.—જવા દો એ વાત. મહોબ્બતખાં, હું તમને એક વાર મળવા ચ્હાતો હતો.

**મહોબ્બત૦**—ફરમાવો, શો હૂકમ છે ?

રાણા—તમે વિનયી પણ બહુ છો !—તો સાંભળો. મેં તમને એક એવા કામને માટે બોલાવ્યા છે, કે જે તમારા સિવાય બીજો કોઇ જ કરી શકે તેમ નથી.

**મહોબ્બત૦**—ફરમાવો.

રાણા—મહોબ્બતખાં, જરા આગળ આવી મારી સામે જોઇને કહો તો ખરા, કે તમે મારા કોણ છો ?

**મહોબ્બત૦**—હું આપનો ભાઇ છું.

રાણા—કામ તો ભાઇને યોગ્ય જ કર્યું છે ! તમારા પિતામહ અને પ્રપિતામહની ભૂમિ મેવાડને તમે મોગલો દ્વારા પદ-દલિત કરાવી છે ! તેના હૃદયના લોહીથી તમારા બન્ને હાથ રંગ્યા છે !

**મહોબ્બત૦**—મેં પાદશાહનું નીમક ખાધું છે, રાણા.

રાણા—તે ક્યારથી, મહોબ્બતખાં ? જવા દો, તમારૂં કામ તમે કર્યું છે. હવે તે માટે તમારી સાથે વિતંડાવાદ કરવો વ્યર્થ છે. જે વિધર્મી છે, જે મોગલોનું ઉચ્છિષ્ટ આરોગનાર છે, તેને માટે એ કામ અનુચિત નથી. જે જાતે એક અનિયમ, ઉદ્દામ સ્વેચ્છાચારનું ઉદ્ગમન છે તેનું આ કાર્ય અનુચિત નથી. તમે મેવાડનો ધ્વંસ કર્યો છે. પરન્તુ તે કામ હજી પણ પૂરૂં થયું નથી. તમને ઉચિત છે, કે તમે તે સાથે મેવાડના રાણાનો પણ અંત આણી દો. લ્યો આ તલવાર.
( તલવાર સામે ધરે છે. )

**મહોબ્બત૦**—રાણા—

**રાણા**—હું કહું છું તેની વિરૂદ્ધ કંઈ પણ ન કહો. સાંભળો, મને કતલ કરો. તેમ કરવાથી તમારા કલંકમાં કંઈ બહુ વધારો થવા પામશે નહિ. વળી હું તમને કોઇ એવું પણ કામ કરવા કહેતો નથી, કે જે તમને અપ્રિય હોય. હું જાણુંછું, કે તમે મારૂં રક્તપાન કરવાને તલપાપડ થઇ રહ્યા છો. તમારો આખો હાથ મારા પ્રાણ લેવાને માટે જોરથી કમ્પી રહ્યો છે. આ લ્યો તે પ્રાણ. તમે મારો વધ કરી નાંખો.

**મહોબ્બત**૦—રાણા, મહોબ્બતખાં એટલો નીચ નથી. મેં તલવાર ચલાવીને અને આગ લગાડીને મેવાડને શ્મશાન ભૂમિ બનાવી છે એ સત્ય, છતાં પણ મેં અન્યાય યુદ્ધ કર્યું નથી, ન્યાય યુદ્ધ કર્યું છે.

**રાણા**—ન્યાય યુદ્ધ! બોલ મહોબ્બત! એ ન્યાય યુદ્ધ કેવું? એક નાનકડા રાજ્યના મુઠ્ઠીભર સૈનિકો પર એક મહાન સામ્રાજ્યની વિપુલ સેનાની ચડાઇ, એક ચીનગારી ઉપર સમુદ્રના તરંગનો પ્રપાત; એક બાળકના આત્મા પર નરકનું દુઃસ્વપ્ન! કયી જાતનો આ ન્યાય? આ ન્યાય યુદ્ધ! જવા દો-તમે વિજયી તો બની જ ચૂકયા છો; હવે તેમાં જે કસર રહી ગઈ છે તેને પણ પૂરી કરી નાંખો, લ્યો આ તલવાર. એ તલવાર રાણા પ્રતાપસિંહ મરતી વખતે આપી ગયા હતા અને કહી ગયા હતા, કે 'જુઓ, તેનું અપમાન થવા ન પામે,' પણ મેં તેનું અપમાન કર્યું છે. આથી તે અપમાન મારા

રક્તથી ધોવાઈ નષ્ટ થઈ જવા દો.

**મહોબ્બત૦**—રાણા, મહોબ્બતખાં યોદ્ધો છે. તે જલ્લાદ નથી.

**રાણા**—તો યુદ્ધ કરો. લ્યો હાથમાં તલવાર અને થઈ જાઓ તૈયાર. ( પોતાની તલવાર સંભાળે છે. )

**મહોબ્બત૦**—રાણા, મેં મેવાડની સામે અસ્ત્ર ઉઠાવવાનું છોડી દીધું છે.

**રાણા**—તે ક્યારથી, મહોબ્બત? તલવાર લ્યો—તલવાર લ્યો—આજ મેવાડના શ્મશાન ઉપર મૃત માતાના શબને સ્કંધ પર રાખી હું તમને દ્વંદ્વ યુદ્ધને માટે આહ્વાન કરૂં છું.

**મહોબ્બત૦**—રાણા, સાંભળો—

**રાણા**—નહિ, હું કંઇ પણ સાંભળીશ નહિ. ભીરુ, મ્લેચ્છ!—કુલાઙ્ગાર! યુદ્ધ કર. જોઉં તો ખરો, કે તારી કયી બહાદુરી—કયી વીરતા જોઇને સમસ્ત ભારતવર્ષ મહોબ્બતખાં એવું નામ સાંભળીને કમ્પે છે. અસ્ત્ર ઉઠાવ—છોડીશ નહિ. અધમ! નરકના કીડા! શયતાન!

**મહોબ્બત૦**—બહુ સારૂં રાણા—તો તેમ જ થવા દો. ( તલવાર કાઢીને ) સાવધાન રાણા! સમસ્ત ભારતમાં જો મહોબ્બતખાંનો કોઈ પણ પ્રતિદ્વંદ્વી હોય તો તે એક રાણા જ છે,—તો પણ સાવધાન!

( બન્ને તલવારને બહાર કાઢી સજ્જ થાય છે. )

**રાણા**—આજ ભાઈ-ભાઇમાં યુદ્ધ—એવું, કે જગતમાં કોઇએ કદિ પણ જોયું નહિ હોય. બસ, હવે પૃથ્વી પર પ્રલય થઈ જાઓ.

( આ સમયે વીખરાયેલા વાળ અને સરી પડેલાં વસ્ત્રે **માનસી** તેઓની વચ્ચે આવી ખડી થાય છે.)

**માનસી**—આ શું, પિતાજી! આ શું—(**મહોબ્બતખાંને**) શાન્ત થાઓ!

**રાણા**—દૂર ખસી જાઓ, માનસી! આ યુદ્ધમાં દખલ કરો નહિ.

**માનસી**—શાન્ત થાઓ, પિતાજી! જે સર્વનાશ થવાનો તે થઇ ચૂકયો છે. હવે તે પાયમાલીને પોતાના ભાઈના રક્તથી રંગો નહિ. એ શોકની શાન્ત્વના હત્યા નથી. ફરીથી મનુષ્ય બનવું તેમાં જ એની શાન્ત્વના છે.

**રાણા**—મનુષ્ય બનવું—તે કેવી રીતે માનસી?

**માનસી**—શત્રુ-મિત્રનું ભાન ભૂલી જઇને, વિદ્વેષનો ત્યાગ કરીને, જાતનું અને દેશનું કલંક વિશ્વપ્રેમરૂપ વારિથી ધોઇને! ગાઓ ચારણીઓ! તે જ ગાન ગાઓ કે જે મેં શિખવ્યું છે.—"ભાઈ! મનુષ્ય બનો ફરી."

(રાણા **અમરસિંહ** અને **મહોબ્બતખાં** એક અપૂર્વ દશ્ય જોઈ રહ્યા છે. ગેરૂથી રંગેલાં કપડાં પહેરેલી એવી ચારણીઓ ગાતી ગાતી ત્યાં પ્રવેશ કરે છે. **માનસી** પણ તેમની સાથે ગાવા લાગી જાય છે.)

( રાગ—ગજલ—સોહણી.)

શોક શાને આ વૃથા? ભાઇ! મનુષ્ય બનો ફરી.
દેશ જો છુટયો ન દુઃખથી, તો મનુષ્ય બનો ફરી.
રોષ પરપરનો વૃથા, आत्मैव જ્યાં રિપુ आत्मनो;
દોષ એ નિજનો લહી, ફરીને મનુષ્ય તમે બનો.

આશરહિત 'વર્ત્તમાન' આ, આશપૂર્ણ જો ચ્હાઓ;
વિશ્વ–પ્રેમ જગવી ઉરે, ભાઇ ભાઇને સ્હાઓ—શોક.
'મારૂં' 'તારૂં' ભેદ ટાળો, આત્મભાવ ઉરે ધરી;
'**वसुधैव कुटुम्बकम्**' જાણી, મનુષ્ય બનો ફરી.
શત્રુ નથી–કદિ હોય કો, શિખવે થવા ઉદાર;
ગુણ ગ્રહી હૃદય:પ્રીતિ દઈ, જીતો જગનો પ્યાર—શોક.
ધુર્ત્ત કપટી મિત્ર જે છે, ઘો સદા દૂરે કરી;
શત્રુ સૌથી તે વડો જાણો મનુષ્ય બનો ફરી.
વિશ્વ સહે બે દળ ખડાં, ધરી પરસ્પર રાગ,
પુણ્ય–દળે ભળી મળી જઇ, પાપતણું દળ ત્યાગ–શોક.
ધર્મ જ્યાં જ્યાં ત્યાં રહો નિત્ય, ઇશમાં શિરને ધરી;
ડુબ્યાં સ્વદેશ સમાજ છો: ભાઈ! મનુષ્ય બનો ફરી.
'**यतो धर्मस्ततो जयः**' સત્ય વાક્ય પ્રમાણ:
વિશ્વ–પ્રેમ–ધર્મે સદા, ઉજાળો મન–પ્રાણ—શોક.

**રાણા**—મહોબ્બત !

**મહોબ્બત૦**—અમર !

**રાણા**—તમારો કોઈ જ દોષ નથી. અમારો જ દોષ છે. ક્ષમા કરો ભાઇ !

**મહોબ્બત૦**—મને ક્ષમા કરો ભાઈ !

[ બન્ને ભેટે છે. ]

**જવનિકા પતન.**

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૩ | ૫ | શું કહો છે કે? | શું કહો છો? |
| ૩૬ | ૯ | સિપહસાલાર ! | સિપહસાલાર |
| ૩૮ | ૨૯ | કેકલાક | કેટલાક |
| ૩૯ | ૧૫ | સ્મશાનમા | સ્મશાનમાં |
| ૫૦ | ૫ | અજ્જ્ઞસિંહ | અજયસિંહ |
| •૫૩ | ૧૨ | હતી, | હતી, કે |
| ૫૮ | ૬ | ગજન | ગર્જન |
| ૬૦ | ૨૨ | દાંતીયાંથી | દાંતીયાથી |
| ૬૨ | ૨૨ | લડવૈયાથી | લડવૈયાની |
| ૭૧ | ૮ | ઓ | આ |
| ૭૯ | ૧૨ | કર્યા છે. પછી–(તમે મારા હૃદયના રાજા છો) ઉમેરવું. | |
| ૮૩ | ૧૯ | કહી રહી રહ્યા છો | કહી રહ્યા છો |
| ૮૬ | ૧૧ | તેને તેના–પછી–(પુણ્યના કારણે) ઉમેરવું. | |
| ૧૦૫ | ૧૫ | કયુ | કર્યું |
| ૧૦૯ | ૨૧ | મારો તો | મારો જો |
| ૧૧૦ | ૧૦ | પરમ વિકાસ | ચરમ વિકાસ |
| ૧૨૦ | ૧૪ | જણાવી | જગાવી |
| ૧૫૬ | ગીતની ૧ લી | આ | એ |

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" વિષે કાંઇક સૂચના.

---

**વધેલી મુશ્કેલી :—**

આ "પુસ્તકમાળા" એ પાંચ વર્ષ પુરાં કરી છઠ્ઠામાં પ્રવેશ કર્યો છે. છેલ્લાં ત્રણેક વર્ષ થયાં પુસ્તકો છપાવવામાં કાગળ, છીંટ, પુંઠાં વગેરેની મોંઘવારી તો હતીજ, તેમાં ગયા વર્ષથી છાપખાનામાં કામ કરનારા માણસોની મુશ્કેલીનો ઉમેરો થયો છે; અને તે સૌના કરતાં વિશેષ ત્રાસદાઇ થઈ પડયો છે. પાંચ વર્ષ પહેલાં જે ફરમાની છપામણીના ચારથી પાંચ રૂપીઆ બેસતા તેના હવે ૧૦ થી ૧૨ રૂ. મગાય છે; ને તેમ છતાં પણ પ્રથમની પેઠે ધાર્યું કામ કરાવી શકાતું નથી. બંધામણી ખાતામાં પણ લગભગ તેવુંજ થયું છે. પ્રથમ પાંચથી છ આને વાર જે છીંટ મળતી તેના વધતાં વધતાં બે રૂપીઆ સુધી થયા છે. કાગળનો ભાવ તો ત્રણગણો બેએક વર્ષોથી ચાલે છે, એટલે તેમાં વિશેષતા જેવું હવે લાગતું નથી!

**પુસ્તકોનિ કીંમત વિશેઃ—**

આ વિષયમાં એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે પાંચ વર્ષ પહેલાંના કરતાં હાલના મજુરીના દર તેમજ પુસ્તકોના કામમાં વપરાતી ચીજોના ભાવ લગભગ ત્રણગણા છે, એટલે પુસ્તક છપાવનારને પણ તેના પ્રમાણમાં ખર્ચનું પ્રમાણ વધે, અને ઓફીસનું તથા જાહેરાત વગેરેનું ખર્ચ પણ તેજ પ્રમાણમાં વધારે થાય, અમે આ માળાનું પહેલું પુસ્તક "હાસ્યમંદિર" બાર આને ગ્રાહકોને આપ્યું હતું, તે હાલ આ "મેવાડ–પતન" પણ બાર આનાથી ગ્રાહકોને

આપીએ છીએ. પુસ્તકના કદની જ માત્ર સરખામણી કરીએ તો અમને પોતાને પણ આ કિંમત ભારે પડતી લાગે છે. પરંતુ થયેલા ખર્ચના પ્રમાણમાં સેજ પણ વધારે નથી, એ ચોકસ છે. આ પુસ્તકનું પડતર ખર્ચ જ અમને બાર આનાથી ઓછું આવતું નથી. અર્થાત્ અમારા કાયમના ગ્રાહકોને તો અમે લગભગ પડતર કિંમતે જ પુસ્તકો આપીએ છીએ. ગ્રાહકો સિવાયના છુટક ખરીદનારાઓ પુરી કીમતે ખરીદીને તેનો બદલો વાળી આપે છે તેથી અમને સંતોષ વળે છે.

**ઈ. સ. ૧૯૨૦ માં આપવાં ધારેલાં પુસ્તકો:—**

આ "માળા" ના ગ્રાહકોને નીચેનાં પુસ્તકોમાંથી જે જે તૈયાર થઈ શકશે તે ૪ કે ૫ પુસ્તકો આ વર્ષમાં આપવામાં આવશે:—

**(૧) મેવાડ–પતન** (દ્વિજેન્દ્રલાલ રૅાયકૃત વિશ્વપ્રેમી નાટક.)

**(૨) જીવન–સુધારણાના મંત્રો**—(ઇંગ્લીશ ઉપરથી લેખક રા. રા. વિઠ્ઠલદાસ મુલચંદ શાહ; બી. એ. છપાય છે.)

**(૩) સ્નેહ કથામંજરી**—(છપાય છે. જુદા જુદા સાક્ષરોની લખેલી કથાઓનો સંગ્રહ. આ સંગ્રહમાં રા. બ. રમણભાઇ, સા. શ્રી છગનલાલ હરીલાલ પંડયા, સ્વ૦ રા. રણજીતરામ, ડૅા. રવીન્દ્રનાથ ટાગોર ઉપરાંત બીજાઓની નાની મોટી વાર્તાઓ પણ આવશે.)

**(૪) ગીતાપરિચય.**

**(૫) હિન્દુ ધર્મની પાઠમાળા.**

**(૬) વિણાવિહારી**—(વીસમી સદીની નવીન નવલકથા.)

**તૈયાર થતાં નવીન પુસ્તકો:—**

(૧) "હાસ્યમંદિર" ના જેવો હાસ્યજનક લેખોનો સંગ્રહ.
(૨) ઉચ્ચ સંવાદોનો સંગ્રહ. (૩) બાળગીતા–ઉત્તરાર્ધ.
(૪) કરમાયલું કુસુમ (સામાજીક નવલકથા.)

## " જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " ના ગ્રાહકોને ઐચ્છિક દાખલ અર્ધી કિંમતે આપવાનાં પુસ્તકો.

ગયા વર્ષમાં ઐચ્છિક પુસ્તકોની વ્યવસ્થા નહીં થવાથી અપાયાં નહોતાં. પરંતુ આ વર્ષે નીચેનાં પુસ્તકોમાંથી જેને જે જોઇશે તે ઐચ્છિક દાખલ અર્ધી કીમતે આપીશું. વિ. પી. પોસ્ટેજ ખર્ચ જુદું:—

૧-૮-૦ **પૈસા કેમ કમાવવા?** ( લેખક રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ. પાકું પુંઠું. )

૦-૧૦-૦ **આરોગ્ય દર્પણ** ( વૈદક અને આરોગ્ય જ્ઞાનની માહીતી આપનારૂં ૧૬૦ પૃષ્ટનું ઉપયોગી પુસ્તક.)

૦-૮-૦ **ઉષાનન્દિની** ( પ્રેમ અેઇનની કથાનું ભા. કર્તા સ્વ૦ ઉર્મિલા ગીડુમલ. નિર્ણયસાગર પ્રેસની સુન્દર છાપ ને સોનેરી પુંઠું. )

૦-૧૨-૦ **પંચરત્ન વા પ્રેમમય જગત્** ( બોધદાયક નાની નાની પાંચ વાતો. ગ્લેઝ કાગળ ને કાચું પુંઠું.)

૨-૦-૦ **સ્વામી દયાનંદ સરસ્વતીનું જીવન** ( રોયલ આઠ પેજી મોટી સાઇઝનાં ૩૦૦ પૃષ્ટનું વિસ્તૃત જીવન ચરિત્ર છે. પાકું સોનેરી નામનું સુન્દર પુંઠું.)

**જુના તેમજ નવા થનાર ગ્રાહકોને આ લાભ મળશે,** માટે જેમને જે જે પુસ્તક મગાવવું હોય તેમણે તુરત લખવું:— નવા ગ્રાહક થનારે પ્રવેશ ફીના આઠ આના પ્રથમ મોકલવા.

**જીવનલાલ અમરશી મહેતા**

મેનેજર—" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા "; અમદાવાદ.

## લાઇબ્રેરીના શણગારરૂપ પુસ્તકો.

**બાલગીતા** શ્રી કૃષ્ણે ગીતામાં પ્રબોધેલો ધર્મ બાળકો સહેલાઇથી સમજી શકે તેવા હેતુથી ખાસ લખેલા આ પુસ્તકમાં ગીતાના પહેલેથી નવ અધ્યાય બાળકો પણ સમજે તેવા દૃષ્ટાંત સાથે સમજાવ્યા છે. પૂર્વાર્ધની કિં. . અર્ધો.

**જાદુઇ બાગ** આમાં બાળકોને ગમ્મત ને મઝા પડે તેવી આનંદ સાથે બોધ આપનારી જુદી જુદી વાર્તાઓ છે. પહેલો ભાગ. પાકું પુઠું કિં. ૦–૮–૦

**સ્ત્રી કેળવણીનો ખરો ઉપયોગ** આ પુસ્તકમાં બાળકોને છેક નાનપણથીજ કેવી રીતે કેળવવાં તે સંબંધી સ્ત્રી પુરૂષના પત્ર વ્યવહારના બત્રીસ પત્રો સ્ત્રીઓએ ખસુસ વાંચવા યોગ્ય છે. કિં. એક રૂ.

**મેટરલિંકના નિબંધો** ભા. ક. ધનસુખલાલ કે. મહેતા એલ. ઈ. ઇ. આમાં મેટરલિંકનું જીવન ચરિત્ર, તથા તેના મૌન, પૂર્વ જીવન અને સ્ત્રીઓ વિશે એ ત્રણ નિબંધો છે. કિંમત છ આના.

**ગોખલેનાં વ્યાખ્યાનો** પુસ્તક ૧–૨ સચિત્ર. દરેક ભાગની કિંમત દસ આના. આ પુસ્તકો મહાત્મા ગાંધીજીની દેખરેખ નીચે તૈયાર થએલા હોઈ તેમની લખેલી પ્રસ્તાવના તથા પ્રસિદ્ધ પુરૂષોના ચિત્રો સાથે છે.

**કવી ટાગોર** (જીવન ચરિત્રનો પૂર્વાર્ધ) લેખક "ભરત–મણિ" કિંમત ૧–૬–૦ ( સોનેરી પુઠું. )

**હેમ્લેટ** ભા. ક. પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવે, એમ. એ. શેકસપિયરનાં નાટકોમાં આ ઉત્તમ નાટક ગણાય છે. નાટકની વસ્તુસંકલના અને પાત્ર ભેદના વિસ્તૃત વિવેચન સાથે હોવાથી અભ્યાસીઓને પણ ઉપયોગી છે. કિંમત રૂ. દોઢ.

